॥ श्री विजयकमलसूरि गुरुभ्यो नमः ॥

સાધ્વીજી શ્રી ઉત્તમશ્રીજી મહારાજે તથા
મણીશ્રીજી મહારાજે કરેલ વરસીતપના
પારણા પ્રસંગે ભેટ.

પુષ્પ ૭ મું

# प्रश्नोत्तरी बोधमाळा.


લેખિકા અને પ્રકાશિકા—
શ્રીમતી સૌ૦ શ્રાવિકા હરકોર.
શા મોહનલાલ ગોવિંદજીના ધર્મપત્ની
પાલીતાણા.


ગુરૂણીજી મહારાજ શ્રી ગુલાબશ્રીજી મહારાજના
પ્રશિષ્યા ગુરૂણીજી શ્રી ઉત્તમશ્રીજીના સદુપ
દેશથી મળેલ આર્થિક સહાયતાથી ભેટ


વીરસંવત ૨૪૪૯ ] નકલ ૧૦૦૦ [ વિક્રમસંવત ૧૯૭૯



પાલીતાણા શ્રી બહાદુરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસમા
શા અમરચંદ બહેચરદાસે છાપી



# અર્પણ પત્રિકા.

પૂજ્યપાદ, પ્રાત સ્મરણીય, શાતાત્મા, પરમોપકારી, પૂજ્ય ગુરણીજી મહારાજ શ્રી શ્રી શ્રી ગુલાબશ્રીજી મહારાજ સાહેબની પરમ પવિત્ર સેવામા—

આપ બાલબ્રહ્મચારી પવિત્રાત્મા આચાર્યજી મહારાજ શ્રી વિજયકમલ સૂરીશ્વરજીના પ્રવર્તિની છો, આપનો સ્વભાવ પરમ શાત છે, આપ તેતાલીશ વર્ષના લાબી દીક્ષા પર્યાય વાળા છો, બહોળી શિષ્યાઓના પરિવાર યુક્ત છો, આપના પવિત્ર પ્રતાપથી અને કૃપાથી મે આ પુસ્તકનો સગ્રહ કરેલ છે, અને આપ ૧૯૭૮ ની સાલમા પાલીતાણામા ચોમાસુ પધારેલ તે વખતે આપની સાથે આપના પ્રશિષ્યા સાધ્વીજી શ્રી ઉત્તમશ્રીજી તથા મણિશ્રીજીના વરસીતપની યાદગીરીરૂપે આ પુસ્તક લખેલ છે, આપ મારા તથા તેઓના ઉપકારી છો, અને તે ઉપકારનો બદલો [illegible]

શક્ત છીએ આપના ઉપકારનો બદલો અમો બાળક શી રીતે વાળી શકીએ ? કારણ કે ગુરૂ વિગેરેના ઉપકારનો બદલો વાળવો ઘણો કઠણ છે, આપે આપની લાંબી દીક્ષા પર્યાયમા આપના શાંત સ્વભાવના ગુણને લીધે તથા આપના મધુર સ્વરથી સદુપદેશ આપી આપે ઘણી શ્રાવિકા બહેનોને દીક્ષા આપેલ છે, આવા પ્રકારના આપના અનેક ઉત્તમ ગુણોથી પ્રેરાઇ આ બાળક આપના પવિત્ર ચરણકમળમા આપની પ્રશિષ્યાના તપની યાદગીરી રૂપે આ લઘુ પુસ્તક અર્પણ કરે છે

લી૦ આપના ઉપકારની આભારી—

**હરકોર ચત્રભુજની ૧૦૦૮ વાર વંદણા**



# પ્રસ્તાવના.

જેમ જેમ જમાનો ફરતો જાય છે તેમ તેમ મનુષ્યોના વિચાર બુદ્ધિ વિગેરે ફરતા જાય છે. તેઓના માટે તેઓને અનુસરની લખાણ શૈની થાય તો તેવા મનુષ્યો જ્ઞાન મેળવી શકે તેમા વળી જાતિ અનુભવવાળાની લખાણ શૈલી હોય તો સ્વજાતિનો ઉપકાર વધારે થઈ શકે; કારણ કે, કેટલાએક વિષયો એવા છે કે પરજાતિ જાણીજ ન શકે, જેમ મોટામા મોટો સરજન જવો દાકતર હોય, નો પણ તેને સ્ત્રી જાતિના દર દ ની ખાત્રી કરવી હોય ત્યારે નર્સ ને પાસે રાખવી પડે છે, તેવીજ રીતે આ કલિકાલમા સ્ત્રી જાતિના ભાવરોગની ખાત્રી કરવામા સ્ત્રી જાતિ વધારે અનુભવી હોય છે એટલે કેટલીક વાતો એવી હોય છે કે, મુનિમહારાજ પણ જાણી ન શકે. જો કે કેવલી મહારાજ તો સર્વ જાણે છે, તથા મુનિમહા રાજોના જ્ઞાન પાસે સ્ત્રી જાતિનું જ્ઞાન કાંઈ હિસાબમા નથી, પણ મારી બુદ્ધિ અલ્પ અને ઉત્સાહ ઘણો, તેથી આ પુ સ્તકની મે યોજના કરી છે.

આ પુસ્તકની અંદર ચાર પાદ છે પ્રથમ પાદમા દ
ર્શન સબંધી વિધિ સંક્ષેપમા બતાવેલ છે બીજા પાદમાં
સામાયિક સબંધી વિધિ બતાવેલ છે, એટલે સામાયિક
એટલે શુ ? સામાયિક કેટલા પ્રકારે ? દેશ વિરતિ સામા
યિકમા શ્રાવકના એકવીશ ગુણ, બાર વ્રત, વિગેરે બતાવેલ
છે સર્વ વિરતિ સામાયિકની અંદર સાધુના આહાર સબંધી
બેતાલીશ દોષ, વસ્ત્ર સબંધી, તથા બીજા કેટલાએક પ્ર
શ્નોત્તર લખેલ છે ત્રીજા પાદમા પ્રતિક્રમણ સબંધી પ્રશ્નો
ત્તર લખેલ છે, તેમા સરસ રીતે શ્રાવિકાએ પ્રશ્નો પૂછેલા
છે, અને સાધ્વીજીએ સતોષકારક ઉત્તર આપ્યા છે પ્રતિ
ક્રમણ શુ ? પ્રતિક્રમણ કરનારાએ દિવસે દિવસે કેવુ થવુ
જોઈએ ? વિગેરે ઘણુ ચર્ચવામા આવ્યુ છે ચોથા પાદમા
સેનપ્રશ્ન તથા લોક પ્રકાશ વિગેરે ગ્રથોમાથી પ્રશ્નોત્તરો
લીધેલા છે આ પુસ્તક પ્રથમથી તે છેલ્લે સુધી વાચી જ
વાથી લાભ થશે, અને એમા શુ શુ વિષયો છે તેની પણ
ખબર પડશે વળી આ લઘુ પુસ્તક કેટલુ ઉપયોગી છે તેની
પણ કિમત જાણવામા આવશે આ પુસ્તક સાધ્વીજી તથા
શ્રાવિકા જેઓ થોડુ ભણેલા હશે તેઓને ઉપયોગી થશે.

પણ જેઓ ઘણા વિદ્વાન્ છે તેઓએ તો આ ગ્રન્થમા શાસ્ત્રરૂપ આપેલા પુસ્તકો તથા બીજા પુસ્તકો વાચવા મુનિમહારાજો તથા ભાઈઓને માટે તો આ પુસ્તક હુ નિરૂપયોગી સમજુ છુ, કારણ કે સગ્રાહક તરીકે હુ અલ્પબુદ્ધિવાળી સ્ત્રી જાતિ છુ, વળી પ્રશ્નો તથા ઉત્તરો એવા છે કે સા ધ્વીજીઓ અને શ્રાવિકાઓને ઉપયોગી થાય માટે સ્ત્રી જાતિમા બાળ જીવોના હિતને માટે આ પુસ્તક બનાવેલ છે તેમા જે કાઇ આગમવિરુદ્ધ લખાયુ હોય, પ્રમાદને લઈને દૃષ્ટિદોષ રહી ગયો હોય, તથા પ્રેસને લીધે કાઇ પણ અ શુદ્ધિ રહી ગઇ હોય, તો સજ્જનો પ્રત્યે સુધારીને વાચવા મારી વિનતિ છે અને જીનેશ્વરના વચનથી વિરૂદ્ધ લખાણ હોય તો હુ મિચ્છામિ દુક્કડ દઉ છુ

લી૦ સઘ સેવિકા.

શ્રા૦ શ્રાવિકા હરકોર,

શા મોહનલાલ ગોવિદજીની ધર્મપત્ની.

પાલીતાણા.

# અમારા તરફથી બહાર પડેલા પુસ્તકો

૧ ભાવ વૈરાગ્ય શતક, ભાષાંતર સહિત
૨ જ્ઞાન પચ્ચીશી, પરમાનંદ પચ્ચીશી, ભાષાંતર સહિત
૩ પ્રવચન સારોદ્ધાર, ભાગ ૧ લો તથા ૨ જો, ભાષાંતર સહિત
૪ ષષ્ટિ શતક, ભાષાંતર સહિત
૫ સવાસો ગાથાનું શ્રીસીમંધર સ્વામીનું સ્તવન, વિવેચન સહિત
૬ લેખમાલા
૭ પ્રશ્નોત્તરી બોધમાલા

## હાલ તુરતમાજ બહાર પડશે

૮ વીરસ્તુતિ રૂપ દોઢસો ગાથાનું હુંડીનું સ્તવન, વિવેચન સહિત, તથા સવાસો ગાથાનું સ્તવન વિવેચન સહિત, આ બન્ને ગ્રન્થો એકજ પુસ્તકમા બહાર પડશે, જે ઓમા દરેક સૂત્રોની શાખ આપવામા આવેલ છે, વળી સૂત્રોના પાઠ અર્થ સહિત આપવામા આવ્યા છે, વળી

તે પાઠ કયા સૂત્રમા કેટલામે પાને છે તે પણ બતાવ વવામા આવ્યુ છે

ઉપરના પુસ્તકોમાથી ફક્ત પ્રવચન સારોદ્ધારના બેભાગ રૂપિયા ૭ા કિમતથી મળશે, સાતમા તથા આઠમા નબરનુ પુસ્તક મળી શકશે, બાકીના તમામ પુસ્તકો ભેટમા ખલાસ થઇ ગયેલ છે

પ્રવચન સારોદ્ધારનો પહેલો ભાગ જેને મળ્યો હોય અને બીજો ભાગ ન મળ્યો હોય, તેણે કિમતથી બીજો ભાગ મગાવી લાભ લેવા ચુકવુ નહિ

ઠેકાણુ—શેઠ મોતીશાની ધર્મશાલામાં
શા. મોહનલાલ ગોવિંદજીને ત્યા શ્રાવિકા
હરકોરને પહોચે
મુ૦ પાલીતાણા.



## આ ગ્રન્થ બનાવવાનો હેતુ.



મારા મનમા એવો વિચાર આવ્યો કે, અત્યાર સુધીમા જુદી જુદી પદ્ધતિમા ઘણા પુસ્તકો બહાર પડયા છે, પરંતુ એક પણ પુસ્તક શ્રાવિકા અને સાધ્વીજીના પ્રશ્ન-ઉત્તર રૂપે બહાર પડેલ નથી, અને જો એ રૂપે બહાર પડે તો ઘણુ ઉપયોગી થાય, કારણ કે શ્રાવિકા અને સાધ્વીજીની અદર જ્ઞાન હોય તો ઘણુ જ ફળદાયક થાય. કેમકે બાલક અને બાલિકાની અદ-થી થનાર શ્રાવક શ્રાવિકા સાધુ અને સાધ્વી છે, તેમની જુલબુરીરી અને ઉત્તમ પ્રકારના સસ્કાર આપવાની કમાન શ્રાવિકાના હાથમા છે જો શ્રાવિકાક્ષેત્ર સુધરે તોજ બીજા ક્ષેત્ર સુધરી શકે તે શ્રાવિકાની ભાવમાતા સાધ્વીજી છે, અને શ્રાવિકાને સુધારીને ઉત્તમ રસ્તે લાવનાર સાધ્વીજી મહારાજ છે તેથીજ સાધ્વીજી મહારાજની અદર ઉત્તમ પ્રકારનુ જ્ઞાન હોય તોજ શ્રાવિકાને સુધારી શકે માટે બન્નેને સામાન્ય બોધ થઈ શકે તેવા વિષયો જે આ પુસ્તકમા દાખલ કરવામા આવ્યા છે તેટલું જો બન્નેની અદર જ્ઞાન આવે તો પણ સમાજનું તથા ધર્મનુ હિત ઘણુ કરી શકે એમ મારા વિચાર પ્રમાણે મારા હૃદયમા આવ્યુ તેથી સાધ્વીજી અને શ્રાવિકાના પ્રશ્નોત્તર રૂપ

મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે આ ચોપડી બનાવવામા આવેલ છે જે મુજબ આ પુસ્તકમા શ્રાવિકાએ સાધ્વીજીને પ્રશ્નો પૂછ્યા છે, અને સાધ્વીજીએ સંતોષકારક ઉત્તર આપ્યા છે, તે પ્રમાણે દરેક શ્રાવિકાએ સાધ્વીજી પાસે ફક્ત ધર્મ સંબંધીજ પ્રશ્નો પૂછવા જોઇએ, અને ધર્મની વાત સિવાય બીજી વાતો ન કરવી જોઇએ, તે આ પુસ્તક વાચનાર સાધ્વીજી તથા શ્રાવિકા પ્રત્યે મારી ખાસ ભલામણ છે

અહીંયા મારે હર્ષ સાથે જણાવવુ જોઇએ કે, જેવી રીતે આ પુસ્તકની સંગ્રાહિકા એટલે લેખિકા હુ સ્ત્રી જાતિ છુ, તેવીજ રીતે આ પુસ્તક બહાર પાડવામા તેનો તમામ ખર્ચ પણ સાધ્વીજી મહારાજના ઉપદેશથીજ છે બાલબ્રહ્મચારી પ્રાત સ્મરણીય પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયકમલ સૂરીશ્વરજી પણ મારા ઉપકારી છે, તેમના ઉપદેશથી મે અઢાર વરસની ઉમ્મરે ઉપધાન વહેલ હતુ, અને તેમના પવિત્ર હાથે માલ પહેરી હતી તેમના પ્રવર્તિની ગુરૂણીજી સાહેબ શ્રી ગુલાબશ્રીજી પણ મારા ઉપકારી છે તેમના પ્રશિષ્યા ગુરૂણીજી શ્રી ઉત્તમશ્રીજી તથા મણીશ્રીજી ગુરૂણીજી શ્રી ગુલાબશ્રીજીની સાથે પાલીતાણામા સંવત્ ૧૯૭૮મા ચોમાસુ રહ્યા, અને ગુરૂણીજી શ્રી ઉત્તમશ્રીજી તથા તેમના શિષ્યા મણીશ્રીજી વરસીતપ કરતા હતા, ત્યારે મે તેમને કહ્યુ કે, મહારાજ ! વરસીતપનાં પારણામા આપના નિમિત્તે મહોત્સવ

ન કરતા સાધ્વીજી અને શ્રાવિકાઓને ઉપકાર થાય અને આપના વરચીતની લાબો વખત યાદગીરી રહે તે માટે એક પુસ્તક બહાર પાડીએ, અને તેનો ખર્ચ આપના ઉપદેશથી મળે તો હુ નોવેલના રૂપમા એક પુસ્તક લખુ તે વખતે તેઓએ મારી માગણી કબુલ રાખી, અને પોતે પણ મોતીશા શેઠની મેડીમા ચોમાસુ રહેલા હતા, અને આ પુસ્તક લખાણ હુ ગુરૂણીજી શ્રી ઉત્તમશ્રીજી તથા મણી શ્રીજીનો અતઃકરણ પુર્વક ઉપકાર માનુ છું, કે જેઓએ આ પુસ્તકને માટે ઘણો પરિશ્રમ લીધેલ છે ગુરૂણીજી શ્રી ઉત્તમશ્રીજીનુ અનુકરણ બીજા પણ સાધ્વીજીઓને કરવા લાયક છે પોતાની તપસ્યા નિમિત્તે બીજે રસ્તે પૈસા ન ખરચાવતા આવા જ્ઞાનમાર્ગમા ખરચાવવા મને વધારે ઉત્તમ લાગે છે ગુરૂણીજી શ્રી ઉત્તમશ્રીજીનો તથા તેમના ઉપદેશથી પૈસા આપનાર શ્રાવકશ્રાવિકાનો પણ ઉપકાર માનુ છુ

---

## ઉપકારીઓનો આભાર

હુ ગારીયાધાર જેવા નાના ગામડામા જન્મી હતી, તે ગામમા તે વખતે એટલે મારી બાલ્યાવસ્થા હતી ત્યારે કન્યાશાળા કે પાઠશાલા નહોતી મારી માતાજી કે જેનુ નામ મોઘીબાઇ હતુ તેને પાચ દીકરા અને ત્રણ દીકરી

હતી, જેમાં અત્યારે ત્રણ ભાઇઓ અને ત્રણ બહેનો છીએ એક મગન અને બીજો જેને ભદુ કહીને બોલાવતા હતા તે બન્ને ભાઈઓ ઉગતી ઉમ્મરમા આ ફાની દુનીયાનો ત્યાગ કરી ગયા. ઘરમા વસ્તારી હોવાના કારણથી તથા ગામમા પાઠશાલા કે કન્યાશાલા નહિ હોવાથી હુ બાળપણમા કાઈ પણ જ્ઞાન મેળવી શકી નહિ મારૂ લગ્ન પદર વરસ પૂરા થતા અને સોળમુ વરસ શરૂ થતા થયુ હુ પરણીને જ્યારે પાલીતાણામા આવી ત્યારે મને સાધ્વીજી શ્રી ઉમેદશ્રીજીનો મેળાપ થયો મે ગારીયાધારમા ફક્ત કક્કા બારખડી કરેલા, એટલા ઉપરથી મને સાધ્વીજી શ્રી ઉમેદશ્રીજીએ સામાયિક શીખવવાનુ શરૂ કરેલ મારા માતાજી ઘણાજ વૈરાગી ધર્મિષ્ઠ અને શાતગુણી હતા, તેઓ તરફથી મને વારસામા ધર્મની પ્રિયતા અને સાધ્વીજીનો સગ વહાલો હતો, તેથી મે અભ્યાસ શરૂ કર્યો. પણ ગામડામા ઉછરેલી હોવાથી બુદ્ધિ તદ્દન અલ્પ હતી, તેથી ત્રણ માસે ઇરિયાવહિય પૂરા કર્યા ક્રમસર થોડુ ભણતા ગુલાબશ્રીજી મહારાજ આવ્યા, અને તેમની પાસે પચપ્રતિક્રમણમા કાઇક ઓછુ કર્યું ત્યારબાદ સાધ્વીજી લાવણ્યશ્રીજી તથા લુણાવાડાવાળા પરમ શાન આનદશ્રીજીનો મેળાપ થયો, અને તેઓની પાસે અર્થની શરૂઆત કરી અર્થ સાથે પચપ્રતિક્રમણ, નવસ્મરણ, જીવવિચારથી માડીને દડક લઘુ સગ્રહણી,

ઉપદેશમાલા વિગેરે પ્રકરણો તેમની પાસે અર્થ સાથે પૂરા કર્યા, તે ગુરૂજીશ્રીનો મારા ઉપર ઘણો ઉપકાર છે ત્યાર બાદ હુ વીરબાઇ પાઠશાલામા દાખલ થઈ, ત્યા સસ્કૃત બે ચોપડી, લઘુ કૌમુદી, રઘુવશ વિગેરે કાવ્યો, તથા કેટલાક ચરિત્રો વાચ્યા, એમ મે તે પાઠશાળામા સાત વરસ અભ્યાસ કર્યો ત્યારબાદ ગાણુ સાહેબનો મેળાપ થયો, કે જેઓને દ્રવ્યાનુયોગનુ ઘણુજ સારૂ જ્ઞાન છે, તેમની પાસે વિસ્તારથી છ કર્મગ્રન્થ કર્યા, તથા ષડ્દ્રવ્યવિચાર, નયચક્રસાર, આગમસાર, દ્રવ્યગુણપર્યાયનો રાસ, આ બધા અર્થ સહિત કર્યા ત્યાર બાદ શ્રેયસ્કર મડલ તરફથી ચાલતી પાઠશાલામા હુ સરાજભાઈ પાસે મોટી સગ્રહણી, ક્ષેત્રસમાસ, નિગોદ છત્રીશી, લોકનાલિકા, સ્યાદ્વાદમજરી, સીમધર સ્વામીનુ સવાસો ગાથાનુ સ્તવન, દોઢસો ગાથાનુ સ્તવન, સાડા ત્રણસો ગાથાનુ સ્તવન, આ બધા અર્થ સાથે કર્યા, તથા પ્રવચન સારોદ્ધાર પણ તેમની પાસે ભણી ત્યાર બાદ હેમચદ્રાચાર્ય પાઠશાલામા પડિત અમૃતલાલભાઇ કે જેઓએ બનારસમા સારો અભ્યાસ કરેલો છે, જેઓ મને પુસ્તક છપાવવામા રસ્તો બતાવનાર છે, જેઓએ પ્રવચનસારોદ્ધારના પ્રથમના દસ દ્વારનુ કામ, શાન્તવૈરાગ્યશતક, જ્ઞાન પચ્ચીશી પરમાનદ પચ્ચીશી, સવાસો ગાથાનુ સ્તવન, તથા હુડીનુ સ્તવન સુધારા વધારા સાથે કરી આપેલ છે, તેમની પાસે શરૂ

ણીજી શ્રી દર્શનશ્રીજી સાથે પ્રાકૃત વ્યાકરણ, પટ્દર્શન સમુચ્ચય, આવશ્યકસૂત્ર તથા નદીસૂત્ર ભણી આ પ્રશ્નોત્તરી બોધમાલાની પ્રેસકોપી પ્રથમ પડિત કાલીદાસ સુધારા વધારા સાથે કરતા હતા, તેઓએ અગીયાર ફારમ સુધી લખ્યુ, તે વખતે તેઓને અકસ્માત્ રેગનો સપાટો લાગવાથી આ ક્ષણભગુર દેહનો ત્યાગ કરી ચાલ્યા ગયા પડિત કાલીદાસ ઘણા વિદ્વાન્, શાત સ્વભાવી, અને દાક્ષિણ્યતા વિગેરે ગુણોએ કરીને અલકૃત હતા તેઓ જો વધારે જીવ્યા હોત તો ઘણા સારા કામો કરત, પણ દીલગીર છુ કે, તેઓ પોતાની ભરજુવાનીએ ચાલ્યા ગયા. તેઓના આત્માને શાતિ ઈચ્છુ છુ બાકીની રહેલ પ્રેસકોપી પડિત અમૃતલાલભાઈએ પુરી કરી છે જેઓ મારા વિદ્યાગુરૂઓ છે તેઓના પ્રતાપ થીજ આ મને સગ્રહ કરવાની શક્તિ આવેલી છે, તથા કમ્મપયડી પચસગ્રહ અને બીજા ગ્રન્થો ભણાવવાની શક્તિ આવેલી છે માટે મારા ઉપકારીઓનો હુ અત કરણ પુર્વક આભાર માનુ છુ, અને જે કાઇ હુ કરૂ છુ તે બધાના પ્રતાપ-થીજ કરી શકુ છુ તથા પ્રવતક શ્રી મગલવિજયજીમહારાજનો ઉપકાર માનુ છુ, તેઓની પાસે તત્ત્વાર્થ ભણી હતી, અને આચારાગ સૂત્ર તથા દશવૈકાલિક સાભળી સારો બોધ મેળવ્યો હતો. આ બધુ લખવાનુ કારણ ઉપકારીઓના ઉપકારને ન ભૂલી જવાની ખાતર. વળી આચાર્ય શ્રી આ

નદસાગર સૂરિ, મુનિ મહારાજ ગુલાબવિજયજી, પન્યાસજી દાનવિજયજી, મુનિ મહારાજ હંસવિજયજી, પરમ ઉપકારી કપુરવિજયજી, તથા પન્યાસજી મેઘવિજયજી વિગેરેની હુ આભારી છુ, કારણ કે તેઓએ મને પૂછેલ પ્રશ્નોના ઉતર આપીને બોધ કરેલો છે વળી પન્યાસજી મેઘવિજય જીએ મારા ઉપર બીજો પણ મહાન્ ઉપકાર કરેલો છે પોતે પાલીતાણે આચાર્ય મહારાજ શ્રી સિદ્ધિવિજય સૂરિજી સાથે પધારેલા, ત્યારે તેમનો વૈરાગ્યમય ઉપદેશ-પૌદ્ગલિક વાસનાથી અનાદિ કાલની આ જીવને પડેલ કુટેવો, તેથી જાણવા છતા પણ ન છુટી શકે એવી વિષય તૃષ્ણા, તેનાથી દુર કરવામા અદ્વિતીય એવો ઉપદેશ હુ અને મારા પતિ સાભળતા હતા. તેથી મારી ઓગણત્રીશ વરસની ઉમ્મરે હુ અને મારા પતિ તેઓની પાસે ચતુર્થવ્રત ઉચરવાને ભાગ્યશાલી થયા. વળી આ ઉપકારીઓના ઉપકારના વિષયમા મારે મારા પતિશ્રીનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવો તે અયોગ્ય નથી, કારણ કે તેઓશ્રીએ મને લગ્ન થયાને આઠ માસ થયા હતા તે વખતે મારી સોળ વરસનીજ ઉમ્મર હતી, માત્ર અભ્યાસમા સાત લાખ ચાલતા હતા ત્યારે પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયકમલ સૂરીશ્વરજીના સદ્દુપદેશથી મને મહાન્ ઉપધાન જેવી તપસ્યાની આજ્ઞા આપી હતી વળી અત્યાર

સુધી હું ભણી તેમા પોતે પોતાનો સ્વાર્થ ત્યાગીને મારા અભ્યાસમા સહાય કરેલ છે; તેમજ જેટલાં સાધનો જોઇએ તેટલા તેઓશ્રીએ પુરા પાડી આપેલ છે. જેટલા મેં પુસ્તક છપાવ્યા તેના ઝાર્મખાતાના રૂપિયા મોરા પાનાચંદ ગાંડાની દુકાને રાખતા; તેનો હિસાબ તથા પ્રેસનો હિસાબ મારા પતિએજ કરેલ છે માટે હું તેમનો તથા મારા તમામ ઉપકારીઓનો ઉપકાર માનું છુ આ પુસ્તક મે મારી ચોત્રીશ વરસની ઉમ્મરે લખ્યુ છે તે મારા ઉપકારીઓના પ્રતાપથીજ લખ્યું છે.

લી૦ ઉપકારીઓની આભારી

સા. હરકોર, પાલીતાણા.

---

## આ પુસ્તક નીચેના ગ્રન્થોમાંથી સંગ્રહ કરવામાં આવેલ છે.

| | |
|---|---|
| ૧ ચૈત્યવંદન ભાષ્ય | ૭ પરમાનંદ પચ્ચીશી |
| ૨ પ્રવચન સારોદ્ધાર | ૮ ધર્મ સંગ્રહ |
| ૩ પ્રકરણ રત્નાકર, ભાગબીજો | ૯ આચારાંગ સૂત્ર |
| ૪ ધર્મરત્ન પ્રકરણ | ૧૦ નંદી સૂત્ર |
| ૫ પ્રકરણ રત્નાકર, ભાગપહેલો | ૧૧ પિંડ નિર્યુક્તિ |
| ૬ હૃદય પ્રદીપ | ૧૨ આવશ્યક સૂત્ર |

૧૩ પચવસ્તુ ગ્રથ
૧૪ શ્રીમધંર સ્વામીનુ સાડા ત્રણસો ગાથાનુ સ્તવન
૧૫ શ્રીમધર સ્વામીનુ સવાસો ગાથાનુ સ્તવન
૧૬ પ્રશ્નોત્તર ચિંતામણી
૧૭ હીર પ્રશ્નાવલી
૧૮ પચમ ગ્રહ
૧૯ સેનપ્રશ્ન
૨૦ દ્રવ્યલોક પ્રકાશ
૨૧ ભાવલોક પ્રકાશ
૨૨ સ્થાનાગ સૂત્ર
૨૩ પ્રતિક્રમણુ અર્થહિત
૨૪ કર્મગ્રન્થ

આટલા નાના પુસ્તકની અદર શ્રાવિકા અને સાધ્વીજીઓને ઉપયોગી ઉપર લખેલા ચોવીશ ગ્રન્થો વાચવાની શકિત ન હોય તવા બાળજીવોને માટેજ આટલા ગ્રન્થોમાથી મારી અલ્પબુદ્ધિ પ્રમાણે મેં સગ્રહ કરેલ છે. પડિત જનોને માટે આ મારી મહેનત નથી, કારણ કે તેવા બુદ્ધિશાળીઓને આ પુસ્તક ઉપકારરૂપ થઈ શકે નહિ, પણ અલ્પ બુદ્ધિવાળાનેજ ઉપકારી થઇ શકે તેમ છે જેવી રીતે કરોડો—અબજોપતિ પાસે સો રૂપિયાની ભેટ કાંઇ હિસાબમા નથી, અને સો રૂપિયાવાળો ગરીબ માણસ હોય તેને દસ રૂપિયાની ભેટ ઉપકાર રૂપે થઇ પડે છે, તેવીજ રીતે પંડિતો પાસે આ પુસ્તક નિરૂપયોગી સમજવુ, અને બાળજીવોને ઉપયોગી થશે એવી આશા રાખું છુ.

—[૦]—

# विषयानुक्रमणिका.

## તૃતીય પાદ.



## ચતુર્થ પાદ.

— o —

श्री शान्तिनाथाय नमो नमः श्री महावीरस्वामीने नमो नमः
सद्गुणानुरागिश्रीमन्मुनिमहाराजश्रीकपूरविजय गुरुभ्यो नमः

# प्रश्नोत्तरी बोधमाला.


લેખિકા,
શ્રીમતી સૌ. શ્રાવિકા હરકોર.
( પાલીતાણાવાલા. )


अज्ञानतिमिरान्धाना, ज्ञानाञ्जनशलाकया,
चक्षुरुन्मीलितं येन, तस्मै श्रीगुरवे नमः

મહાવીરસ્વામી પરમ ઉપકારી જગતના,
મહાશાતા દાતા સકલ ભયવારી ભવિકના,
બતાવ્યો મુક્તિનો સરલ પથ જ્યાં મૂલ યતના,
યથાર્થ શ્રદ્ધાથી સમજી વરતે સિદ્ધિ વરતા

# પ્રથમ પાદઃ




શ્રાવિકા બેનો ! ધર્મ સર્વોત્કૃષ્ટ મંગલ છે સર્વ સમૃદ્ધિને દેવાવાળો ધર્મ છે નાના પ્રકારના સુખની પ્રાપ્તિ ધર્મથીજ થાય છે સંતાનને તારનાર, પૂર્વજોને પવિત્ર કરનાર, અપકીર્તિને હરનાર, અને કીર્તિની વૃદ્ધિ કરનાર પણ ધર્મજ છે ધનની ઇચ્છાવાળાઓને ધન આપનાર, કામના અર્થિઓને કામ આપનાર, સૌભાગ્યના અર્થિઓને સૌભાગ્ય આપનાર, પુત્રાર્થિઓને પુત્ર આપનાર, રાજ્યાર્થિઓને રાજ્ય આપનાર, પણ ધર્મજ છે વધારે શું કહેવું ? દુનીયામાં એવી એક પણ વસ્તુ કે એવો એકપણ પદાર્થ નથી કે ધર્મ કરનારને તે પ્રાપ્ત ન થાય ટુકમાં કહીએ તો સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ પણ ધર્મથીજ થાય છે

આ ધર્મનું મહાત્મ્ય કથન માત્રથીજ છે એમ નથી, વિચારશીલ શ્રાવિકા બેનો વિચાર કરશો તો તરતજ તમોને નિર્ણય થશે કે, દુનિયામાં એક માણસ સુખી અને બીજો દુખી, એક જ્ઞાની અને બીજો મુર્ખ, એક નિરોગી બીજો રોગી, એક ધનવાન બીજો નિર્ધન, એક દાતા બીજો ભિક્ષા લેનાર, એક લાખો મનુષ્યોને પૂજ્ય અને બીજો લાખો

મનુષ્યના તિરસ્કારને પાત્ર, ઇત્યાદિ વિવિધ પ્રકારની વિચિત્રતાનો અનુભવ શામાટે થાય છે ? મનુષ્યપણું સરખું છતા આ તફાવત શા કારણને લઇને !

એકજ કાર્યને માટે સર્વ જાતનાં સાધનો એકઠાં કરી સરખી રીતે પ્રયત્ન કરવો છતા એકનો તે કાર્યમા વિજય અને બીજાની નિષ્ફલતા જણાય છે આ વિજય અને નિષ્ફળતાનું કારણ શું ?

આ વિષમતા કારણની શોધ માટે વિચારવતો ગમે તેટલા વિતર્કો ઉઠાવે, પણ છેવટે તેના મુખ્ય કારણરૂપ ધર્મનો સ્વીકાર કર્યા સિવાય ચાલવાનુ નથીજ

ઉપર પ્રમાણે સાધ્વીજી મહારાજ શ્રાવિકા બેનોને ધર્મનું મહાત્મ્ય સમજાવી રહ્યા છે તે વખતે એક જીજ્ઞાસુ શ્રાવિકા સાધ્વીજી મહારાજને પુછે છે કે,—

શ્રાવિકાનો પ્રશ્ન–હે સાધ્વીજી મહારાજ ! ધર્મ એટલે શુ તે કૃપા કરીને સમજાવશોજી.

સાધ્વીજી મહારાજનો ઉત્તર–હે સુશીલ શ્રાવિકા ! તમારી આવી આવી ઉત્તમ પ્રકારની પુછવાની જીજ્ઞાસા જાણી હું ઘણી ખુશી થાઉ છુ કારણુ કે આજકાલ કેટલીક શ્રાવિકાઓ પોતાના ઘરની વિકથાઓ અમારી પાસે આવીને કરે છે, જેથી અમારા અભ્યાસમાં ખામી

આવે છે, અને અમારા પાસેથી ઉપદેશ નહિ લેતા અમારો તેમજ તે શ્રાવિકા બેનોનો એટલે બન્નેનો ટાઇમ નકામો જાય છે અમારૂ કર્તવ્ય એજ છે કે, શ્રાવિકાઓને ઉપદેશ આપી ઉત્તમ રસ્તો બતાવવો, અને ધર્મમા જોડવી હે સુશીલ શ્રાવિકા ! ધર્મ એટલે દુર્ગતિમા પડતા પ્રાણીઓને ધારણ કરી રાખનાર, અટકાવનાર અને સદ્‌ગતિમા લઈ જનાર, અથવા જન્મ મરણના કિલષ્ટ દુ ખથી મુક્ત કરનાર તેજ એક પુરૂષાર્થ કહેવાય છે

પ્રશ્ન—શ્રાવિકા—હે સાધ્વીજી મહારાજ ! ધર્મ એટલે શુ ? તે હુ આપની કૃપાથી સારી રીતે સમજી, પરતુ આ પામર જીવો અનાદિ કાળથી મોહમા ફસાયેલા છે તેઓને ધર્મમા જોડવા માટે પ્રથમ કયુ પગથીઉ છે તે કૃપા કરી આપની અમૃતમય વાણીથી ઉપદેશ આપી સમજાવવા કૃપા કરશોજી

ઉત્તર—સાધ્વીજી—પ્રથમ ગૃહસ્થોએ હમેશા વીતરાગ દેવના દર્શન કરવાજ જોઈએ

પ્રશ્ન—શ્રાવિકા— દર્શન કરવાની રીતી શુ છે તે બતાવવા કૃપા કરશોજી

ઉત્તર-સાધ્વીજી-વિતરાગ પ્રભુના દર્શન કરવા જતા પ્રથમ દેહશુદ્ધિ કરી પવિત્ર વસ્ત્ર પહેરી, દર્શન કરવા ઘરેથી નીકળવુ ત્યારબાદ દેરાસર સુધી જતા વચ્ચે કાંઇ પણ કાર્ય આવે તો તે કાર્યમા ચિત્ત જોડવુ નહિ, અને તે કામ માટે પાછુ વળવુ નહિ એ ખાસ ધ્યાનમા રાખવુ પ્રથમ દેરાસરને બારણે પહોચતા ત્યા આગળ નિસહિ કહેવી એટલે પ્રથમજ બારણે ઘર સબધી તમામ કામમો મન, વચન અને કાયાથી ત્યાગ કરવો એટલે કે પ્રદક્ષિણા દેતા કોઇ પણ માણસ મળે તો ઘરની કોઇપણ પ્રકારની વાતચીત કરવી નહિ. એટલે બેન તમો કયારે આવ્યાં કેમ દેખાતા નહતા, વિગેરે તેવા પ્રકારની વ્યવહારીક વાતોને તજવી તે વાતોને તજીએ ત્યારેજ પ્રથમ બારણે કહેલી પહેલી નિસહી પાળી કહેવાય, બીજી નીસહી પ્રદક્ષિણા દીધા બાદ બીજે બારણે પેસતા કહેવી.

પ્રશ્ન-શ્રાવિકા—પ્રદક્ષિણા દેતા શુ કરવુ ?

ઉત્તર-સાધ્વીજી-પ્રદક્ષિણા દેતા દેરાસરની અંદર સર્વ જગોએ કોઇપણ કલેવર એટલે કોઇપણ જનાવરનુ મુડદુ અથવા કોઇપણ પ્રકારની ગદકી હોય તે દુર કરાવવી ત્યારબાદ બીજી નિસહી કહેવી ત્યારબદ દર્શન કરવા યા પુજા કરવી ત્યારબાદ ચોખાનો સાથીઓ કરી ઉઠીને ત્રીજી

નિસહી કહેવી. પછી કોઇ આપણો કરેલો સાથીઓ અગાડી નાખે અથવા સાથીઆ ઉપર મુકેલ ફળ આ નૈવેદ્ય લઇ જાય તો લડવુ નહિ. તથા મનની અંદર તે સબંધમા કાંઇ દ્વેષ યુક્ત ચિંતવવુ નહિ કારણકે નિસહીનો અર્થ ત્યાગ કરવુ એવો થાય છે

પ્રશ્ન-શ્રાવિકા—મહારાજ ! સાથીઓ શા માટે કરવો તે કૃપા કરી સમજાવશોજી

ઉત્તર-સાધ્વીજી-સાથીઓ ચાર ગતીને ચુરવા માટે કરવો અને જે ત્રણ ચોખાની ઢગલીયો કરવામા આવે છે તે જ્ઞાન દર્શન અને ચારિત્રની શુદ્ધિનેમાટે છે અને તેના ઉપર બીજના ચંદ્ર જેવો આકાર કરીએ છીએ તે સિદ્ધશીલાનો આકાર સમજવો ત્યારબાદ ભૂમીને રૂમાલ તથા સાડલાના છેડાથી ત્રણવાર પુંજવી પછી વિધિ પુર્વક ત્રણ ખમાસમણા દઇને પગના બે ઘુંટણો ભૂમિ ઉપર સ્થાપી ચૈત્યવંદન કરવા બેસવુ ચૈત્યવંદન કરતી વખતે બે હાથ જોડીને (દશે આંગળીઓ માંહો માંહે લગાડયા પુર્વક) બેસવુ તે વખતે અને નમુથ્થુણ કહેતી વખતે પોતાની બન્ને કોણીઓ ઉદર ઉપર લગાડવી ઉપરાંત પુર્વાચાર્યાદિ મહામુનિયે બનાવેલ જેમા પ્રભુના ગુણનુ વર્ણન હોય તેવુ સ્તવન મધુર

સ્વરથી કહેવું સુશીલે ! આપણા જીનશાસનમાં પ્રવચને સારોધાસ્ની અંદર નિચે મુજબ ચાર નિક્ષેપા કહેલા છે ૧ નામ ૨ સ્થાપના, ૩ દ્રવ્ય, ૪ અને ભાવ યત ॥ જિણનામા નામજિણા, કેવલિણો સિવગયાય ભાવજિણા, ઠવણજિણા જિણપડિમા, દવ્વજિણા ભાવજિણજીવા ॥ ૧ ॥ તે ચાર નિક્ષેપમાંથી ભાવ નિક્ષેપાવાળુ સ્તવન વધારે ઉત્તમ કહેવાય છે

પ્રશ્ન-શ્રાવિકા—હે ગુરૂણીજી મહારાજ ! આપે મહારા ઉપર આજે ઘણોજ ઉપકાર કર્યો પણ હે કૃપાળુ ગુરૂ ! આપે જે ચાર નિક્ષેપા કહી બનાવ્યા તેનો અર્થ શુ તે કૃપા કરી સમજાવશોજી

ઉત્તર-સાધ્વીજી—હે ભાગ્યશાળી શ્રાવિકા ! તમારા ઉત્તમ પ્રકારના વિચાર જાણીને હું તમોને ધન્યવાદ આપુ છું અને જિનેશ્વર ઉપર તે ઉતારી બતાવુ છુ

એક મહાવીર એવી રીતે બોલવુ તે નામ નિક્ષેપ કહીએ અને મહાવીર પરમાત્મા તથા બીજા તીર્થંકર મહારાજની પ્રતિમાનુ સ્થાપન કરવુ તે સ્થાપના નિક્ષેપ કહીએ

જિનેશ્વના જીવને દ્રવ્ય નિક્ષેપ કહીયે જેમકે શ્રેણિક મહારાજનો જીવ હાલમા દ્રવ્ય જીન કહેવાય, સમવ

સરણમા બિરાજમાન કેવળજ્ઞાનિ અને સિદ્ધ મહારાજ
તે ભાવ નિક્ષેપ કહેવાય

હે વહાલી શ્રાવિકા ! આજ કાલ દેરાસરની અંદર
પાચમ આઠમ વીગેરે તીથિઓની ઢાળો જે કહેવામા
આવેછે તે પ્રભુના ગુણ ગર્ભિત હોય તો કહેવી પણ તે
શિવાયની કહેવી ન જોઈએ કારણ કે ઢાળોની અંદર
ઘણુ કરીને પ્રભુએ ભવ્ય જીવોને આપેલ ઉપદેશનુ
વર્ણન હોય છે તો મહાનુભાવ ? પ્રભુનો ઉપદેશ પ્ર
ભુની પાસે આપણે કહેવો તે તદન નિરર્થક છે માટે
તે રીવાજ બંધ કરવો જોઈએ. વળી મારે તમોને
વચ્ચે કહેવાનુ છે કે પ્રભુને દેખતી વખતેજ બે હાથ
જોડી મસ્તકે લગાડી નમસ્કાર કરવો અને સ્તુતિ કર
તી વખતે અને ચૈત્યવંદન કરતી વખતે પ્રભુના સા
મીજ એકાગ્ર મન કરીને દ્રષ્ટી રાખવી, આડુ અવળુ
જોવુ નહિ, આડુ અવળુ જોવાથી ચૈત્યવંદનની અંદર
આનંદ ન આવે તેમજ અનાદર કર્યો કહેવાય વળી
ખમાસમણ બે ઢીંચણ બે હાથ તથા મસ્તક એ પાચ
અંગ ભૂમિ ઉપર લગાડીને દેવુ હે શ્રાવિકા બેન !
આ ઉપયોગી વાત હોવાથી વચ્ચે કહી બતાવી. હવે
તમોને મુળ વાત કહી બતાવુ છુ કે જયવીયરાય
કહેતી વખતે બે હાથ કમળના ડોડા પેઠે સરખા રા

ખીને એટલે કે બે હથેળીયુ માહોમાહે અડકે નહિ તેવી રીતે કપાળે લગાડી જયવીયરાય કહેવા જેમા "આભવમખડા" સુધી ઉંચા હાથ ગણવા પછી થોડા નીચા હાથ રાખી જયવીયરાય પુરા કરવા ત્યા રબાદ કાઉસગ્ગ કરતી વખતે બે પગ આગળથી ચાર અ ગુલ પહોળા અને પાછળથી ચાર અ ગુલમા કાઈક ઓછા રાખી ઉભા રહેવુ આ પ્રમાણે ઉપયોગ ઘણા ઓછા જીવોમા દેખાય છે તેથી મારે અહીંયા તમારી પાસે આ વાતની ઉપસ્થીતિ કરવાની જરૂર પડી છે માટે પગ જેમતેમ ન રાખતા ઉપર કહેવા પ્રમાણે ઉપયોગથી રાખતા શીખવુ કારણ કે ચૈત્યવ દન ભાષ્ય મા ત્રણ મુદ્રા કહેલી છે ૧ જીનમુદ્રા ૨ યોગમુદ્રા ૩ મુકતાસુકિતમુદ્રા એ પ્રમાણે ત્રણ મુદ્રા કહેવી છે જેમા નમુથ્થુણ સ્તવન યોગમુદ્રા વડે થાય છે, અરિ હ ત ચેઇઆણ જીનમુદ્રા વડે થાય છે અને જયવીયરાય વિગેરે મુક્તા શુકિત મુદ્રાવડે થાય છે

દેરાસરમાથી બહાર નીકળતી વખતે પ્રભુને પુઠ ન આવે એવા પડખાને બારણેથી બહાર નીકળવાનુ પુરેપુરૂ ધ્યાન રાખવુ જેથી અવિનય કે આશાતના ન થાય

હે મારી વહાલી શ્રાવિકા બેનો ! અહીંઆ મારે તમોને ઘણુ જ કહેવાનુ છે પણ દર્શન કેવી રીતે કરવા દેરાસ

રમા કેવી રીતે વર્તવુ એ વિગેરે વિસ્તાર પુર્વક ચૈત્યવદન ભાષ્યમા કહેલ છે તો હવે બાકીનુ ચૈત્યવદન ભાષ્યમાથી જાણી લેશો કારણ કે મે ચૈત્યવદન ભાષ્યની અદરથી ખાસ ઉપયોગી સાર એટલે બાઇજીઓના વર્તન માટે અત્રે સક્ષેપથી કહેલ છે

હે શ્રાવિકા બેનો ! હુ તમોને ભાર દઇને કહુ છુ કે ઉપર પ્રમાણે બતાવેલ આચાર જરૂર વર્તનમા લાવશો એવી હુ આશા રાખુ છુ અને મે તમોને આપેલ ઉપદેશની સાર્થકતા ગણાય તેમ કરશો.

શ્રાવિકા—હે પુજ્યપાદ ગુરૂજી આપે મારા ઉપર ઘણો ઉપકાર કરી દર્શન સબધી વિધિ કહી બતાવી તે મે બરાબર ગ્રહણ કરી છે હવે અષ્ટ પ્રકારી પુજા સબધી વિધિ દયા લાવી બતલાવશોજી

સાધ્વીજી—હે શ્રાવિકા તમારા જન્મને સફળ માનુ છુ કે મારા સામાન્ય ઉપદેશથી તમોને વિશેષ જાણવાની જીજ્ઞાસા થઇ જેથી અષ્ટ પ્રકારી પુજાનો વિધિ શાસ્ત્રાનુસાર કહુ છુ તે તમો ચિત્તદઇ સાભળો.

જો પ્રતિમાજીની પખાળ થઇ ન હોય ને આપણાજ હાથથી કરવાની હોય તો પહેલા પીછીથી ફુલ વીગેરે

દૂર કરવા ત્યારબાદ પ્રાથમિક રીતિ કરતા આધુનીક રીતિ પ્રમાણે પહેલી જળપૂજા બીજી ચ દનપુજા ત્રીજી પુષ્પપુજા ચોથી ધુપપુજા પાચમી દીપકપુજા છઠી અક્ષતપુજા, સાતમી નૈવેદ્યપુજા અને આઠમી ફળ-પુજા કરવી

પુજા સ્તુતિ અને ચૈત્યવ દન કરતાં બેનોએ પ્રભુની ડાબી બાજુએ રહેવુ અને પુરૂષોએ પ્રભુની જમણી બાજુએ રહેવુ

પુ'પપુજા કરતી વખતે ખાસ ધ્યાનમા રાખવાનુ એ છે કે વિ ધિલા પુષ્પો પ્રભુજીને ચઢાવવા નહિ પર તુ અખ ડ અને તાજા પુષ્પોથી પ્રભુની પુજા કરવાનુ ખાસ ધ્યાનમા રાખવુ જરૂરી સમજુ છુ

શ્રાવિકા—હે ગુરૂજી ! ખરેખર આપ જેવા જ્ઞાની ગુરણીજીઓ જોઇએ, આજકાલ પ્રાય કરી કેટલીક ગુરણીજીઓ અમારા ઘર સ બ ધી તથા અમારા કુટુ બ સ બ ધી સમાચાર પુછે, કેમ તમારા છોકરાઓતો મજામાછેને ! અને સાથે દેરાણી જેઠાણીની વાર્તાઓ પુછે પણ તેવી વાર્તાઓથી આપનુ તથા અમારૂ બન્નેનુ હિત થતુ નથી ઉલટુ અહિત થાય છે માટે આપ જેવા વિ

# દ્વિતીય પાદઃ



પ્રશ્ન-શ્રાવિકા—



હે પરોપકારી ગુરૂજીમહારાજ ! આપ સાહેબની આવા પ્રકારની વિદ્વતા જાણી, આપ સાહેબ પાસેથી ધર્મ સબંધીની બાબતો જાણવાની પ્રબળ ઇચ્છા થઈ છે, તો મહારાજ ! સામાયિક એટલે શુ ! તે કૃપા કરી સમજાવશોજી

ઉત્તર-સાધ્વીજી—હે સુશીલ શ્રાવિકા ! અમારો ઉપદેશ દેવાનો ધર્મ છે તેથી તમારા પુછેલ પ્રશ્નનો ઉત્તર શાસ્ત્રકાર કહે છે તે સાભલો સમ એટલે સમ્યક પ્રકારે જ્ઞાનાદિકનો આય એટલે લાભ જેનાથી થાય તેનુ નામ સામાયિક એટલે કે જેમા આશ્રવનો રોધ અને કષાય વિગેરેનો જય થાય તેને સામાયક કહેવાય છે યત સામાયિક કરતી વખતે વિકથા એટલે ઘરસબંધીઆરભ વાળા કામો અને ખટપટ સબધી કથાઓ કરવી નહી, તેમજ ઘર સબધી આદેશો કરવા નહી તે ખાસ શ્રાવિક બેનોએ ધ્યાનમા રાખવાનુ છે કારણકે આજકાલ પ્રાય કરી ઘણીબેનો

તે બાબતમા લક્ષ આપની નથી માટે શ્રાવિકા બેનોએ સામાયિક કરતી વખતે ધર્મ સબધી કથાઓમા ચિત જોડવુ, ઘર તથા વ્યવહારિકામમા ચિત રાખવુ નહી, એટલે કે તે વખતે મન વચન અને કાયાથી ઘર સબધી તમામ કાયનો સર્વથા ત્યાગ કરવો,

પ્રશ્ન-શ્રાવિકા—મહારાજ ! સામાયિક કેટલા પ્રકારનુ છે તે સમજાવશોજી,

ઉત્તર-સાધ્વીજી—સામાયિક ચાર પ્રકારનુ છે, ૧ સમકીત સામાયિક ૨ શ્રુત સામાયિક ૩ દેશવિરતિ સામાયિક ૪ સર્વવિરતિ સામાયિક એરી રીતે સામાયિક ચાર પ્રકારના છે

પ્રશ્ન-શ્રાવિકા-હે ગુરૂજી મહારાજ ! સામાયિકના ચાર પ્રકાર મે જાણ્યા, પણ મારા જેવી મૂઢ શ્રાવિકા અર્થ વિના સમજી શકે નહી માટે તેના અર્થ મહેરબાની કરી સમજાવશોજી

ઉત્તર-સાધ્વીજી—ચાર પ્રકારના સામાયિકના અર્થ શાસ્ત્ર કાર કહે છે તે સાવધાન પણે સાભળો શ્રી પ્રવચન સારોદ્ધાર ચોપડાના પૃષ્ઠ ૩૩૫ મે નિચ મુજબ છે

૧ પ્રથમ સમ્યકત્વ સામાયિક સદ્દહણા ( શ્રદ્ધારૂપ છે)

૨ બીજુ શ્રુત સામાયિક તે સમસ્ત સિદ્ધાંતના પઠન રૂપ તત્વજ્ઞાન લક્ષણ જાણવુ

૩ ત્રીજુ શ્રાવકના બાર વ્રત રૂપ તે દેશવિરતિ સામયિક કહેવાય છે

૪ ચોથુ સર્વવિરતિ સામાયિક તે સાવદ્ય યોગવિરમણ સાધુ ધર્મરૂપ જાણવુ

પ્રશ્ન-શ્રાવિકા—હે ગુરણીજી મહારાજ ! આપે સામાયિકના સામાન્ય રીતે અર્થ કહ્યા, જે અર્થ હુ બરાબર સમજી શકી નથી તો મારા જેવી અજ્ઞાન શ્રાવિકા તે વિસ્તારથી સામાયિકના પ્રકારના અર્થ સમજાવવા કૃપા કરશોજી

ઉત્તર-સાધ્વીજી—હે સુજ્ઞ શ્રાવિકા ! તમારી વિશેષ પ્રકારે પુછવાની ઈચ્છા જાણી મને ઘણોજ આનંદ થાય છે તો હે ધર્માત્મા તમો સાવધાન પણે સાભળો

હે સુશીલશ્રમણો પાસિકે ! સમકિતનો વિષય ઘણો ઉંડો અને ગભીર શાસ્ત્રમા કહેલો છે છતા સાધારણ અર્થ શાસ્ત્રકાર કહે છે તે સાભળો

સમ્યકત્વના ભેદ દશ પ્રકારે છે ૧ ક્ષાયિક સમ્યકત્વ ૨ ઉપશમ સમ્યકત્વ ૩ વેદક સમ્યકત્વ ૪ ક્ષયોપશમીક સમ્યકત્વ ૫ કારક સમ્યકત્વ ૬ રોચક સમ્યક્ત્વ ૭

દીપક સમ્યકત્વ ૮ વ્યવહાર સમ્યકત્વ ૯ નિશ્ચય સમ્યકત્વ ૧૦ સાસ્વાદન સમ્યકત્વ એવી રીતે સમ્યકત્વના દશ ભેદ છે તેનો સામાન્ય રીતે અર્થ કહું છુ તે ધ્યાન દઇ સાભળો

૧ અનતાનુબધી કષાયની ચોકડી, સમકિત મોહની, મીશ્રમોહની અને મિથ્યાત્વ મોહની એ સાતેનો મુળમાથી ક્ષય તેનુ નામ ક્ષાયિક સમ્યકત્વ કહેવાય છે

૨ ઉપર પ્રમાણે સાતે પ્રકૃતિને ઉપશમાવે તેનુ નામ ઉપશમ સમ્યકત્વ કહેવાય છે

૩ ક્ષય ઉપશમ સમ્યકત્વના ચરમ, પુદ્ગલનુ શુદ્ધ સમયે વેદવુ તેને વેદક સમ્યકત્વ કહેવાય છે

૪ ઉદય આવેલા મિથ્યાત્વના દલને ક્ષય કરવા અને ઉદય નહિ આવેલા મિથ્યાત્વના દલને ઉપશમાવવા તેનુ નામ ક્ષાયો પશમિક સમ્યકત્વ કહેવાય છે પ્રદેશ ઉદય તો ઇહા પણ હોય છે

૫ આગમોક્ત શૈલી પુર્વક યથાશક્તિ દાન પુજા વ્રત નિયમાદિ કરવા તેનુ નામ કારક સમ્યકત્વ કહેવાય છે જેમકે હે નાથ જે જેમ યથાર્થ ભાવે વિધિમાર્ગ તમે પ્રકાશ્યો છે તે તેમજ આજ્ઞાને અનતિ ક્રમતો થકો એટલે તમારી આજ્ઞા સહિત

આગમોક્ત શૈલી પુર્વક યથાશક્તિ દાન પૂજા વ્રત નિયમાદિ ભાવનાપૂર્વક કરવા તે કારક સમ્યકત્વ કહીએ

૬ ધર્મને વિષે રૂચિ માત્ર કરે, શ્રી જીનોક્ત ધર્મ કરવાની ઈચ્છા રહે, શુદ્ધ શ્રદ્ધા રાખે, કોઇને ધર્મ-પ્રવૃત્તિ કરતો દેખી રૂડુ માને, પરતુ પોતે ક્રિયા નુષ્ઠાનાદિક ભારે કર્મી હોવાથી કરી શકે નહિ તેવા સમકિતને રોચક સમ્યકત્વ કહે છે

૭ સ્વય પોતે તો મિથ્યાદૃષ્ટિ અભવ્ય દુર્ભવ્ય હોય, પણ અગારમર્દક આચાર્યની પેઠે ધર્મકથાદિકે કરી બીજા ભવ્ય ભદ્રિક જીવોને ઉપદેશ આપી ધર્મ દીપાવે, પરતુ પોતાનામા અતરગ શ્રદ્ધા ન હોય, તેવા પુરૂષોને દીપક સમકિતી કહે છે, એવુ દીપક સમ્યકત્વનુ સ્વરૂપ છે

૮ સસારના સુખોની વાસનાને છોડી દઈને આત્માના મૂળ ગુણ જે જ્ઞાન દર્શન અને ચારિત્રમા (સ્વસ્વરૂપમા) રમવુ તેને નિશ્ચય સમ્યકત્વ કહે છે

૯ મિથ્યાત્વીના ગુણોના વર્ણનનો ત્યાગ કરી શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મને વખાણે, તથા શ્રી સઘની સેવા કરવી, શાસનની ઉન્નતિ કરવી, અને આગમમા

કહ્યા પ્રમાણે, નિરતિચાર સમ્યક્ પ્રવૃત્તિ આદરે તેને વ્યવહાર સમ્યક્ત્વ કહે છે

૧૦ ઉપશમ સમ્યક્ત્વથી પડતા અને મિથ્યાત્વે પહોચતા જે વચલા કાળમા સમકિતનો કાંઈક સ્વાદ હોય છે, તેને સાસ્વાદન સમ્યક્ત્વ કહે છે

હે શ્રાવિકા બેન ! શાસ્રમા એકવિધ, બેવિધ, ત્રણવિધ, ચારવિધ, પાચવિધ તથા દ્રવ્ય અને ભાવ એમ અનેક રીતે સમકિતના પ્રકારો બતાવેલા છે મે તમોને આ ઠેકાણે સમકિત પચ્ચીશીમાથી સહેજ સાર ખેચી સક્ષેપથી કહી બતાવેલ છે વધારે વિસ્તારપૂર્વક જાણવા ઇચ્છા થાય તો પ્રકરણરત્નાકરના બીજા ભાગમા સમકિત પચ્ચીશી તથા સમ્યક્ત્વના સ્તવમાથી જાણી લેશો

શ્રાવિકા કહે—હે વિદુષી ગુરૂણી મહારાજ ! આપે ખરેખર મને સમ્યક્ત્વનુ સ્વરૂપ સમજાવી મિથ્યાત્વરૂપી અધ કારમાથી ઉદ્ધાર કર્યો છે અત્યાર સુધી મને ધર્મ સબધી ભાન નહોતુ, જેથી મે કુદેવ કુગુરૂ અને કુધર્મને સેવવાથી અને સાસારિક સુખોની ઇચ્છાથી અનેક કુકર્મો બાધ્યા છે, તે આપ જેવા ગુરૂજીના સમાગમથી દૂર થશે

સાધ્વીજી કહે—હે મારી ચતુર શ્રાવિકા ! તમોને પણ ધન્ય છે કે મારા સામાન્ય ઉપદેશથી તમોએ ઘણો સાર ગ્રહણ કર્યો. અમારો તો ઉપદેશ દેવાનો ધર્મ છેજ, અષ્ટપ્રવચન માતાના જ્ઞાનથી સર્વ સિદ્ધાંતના જાણપણાને શ્રુતસામાયિક કહેવામા આવે છે

પ્રશ્ન-શ્રાવિકા-હે પરમોપકારી ગુરૂજી ! હવે મને દેશવિરતિ સામાયિકનો અર્થ સમજાવવા કૃપા કરશોજી

ઉત્તર-સાધ્વીજી-હે શ્રાવિકા બેન ! દેશવિરતિ શ્રાવકના ધર્મનુ સ્વરૂપ સક્ષેપથી શાસ્ત્રકાર કહે છે તે સાભળી આચરણમા મૂકવુ

પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત તથા ચાર શિક્ષાવ્રત એવી રીતે શ્રાવકના બાર વ્રત છે

પ્રશ્ન-શ્રાવિકા—હે ગુરૂજી ! આપે શ્રાવકના બારવ્રતના નામ કહ્યા, પણ તેનો અર્થ આ અજ્ઞાની શ્રાવિકાને સમજાવવા કૃપા કરશોજી

ઉત્તર-સાધ્વીજી-હે જીજ્ઞાસુ શ્રાવિકા ! શ્રાવકના સર્વ વ્રતોમા પાચ અણુવ્રત મુખ્ય છે અણુવ્રત એટલે સાધુના મહાવ્રતની અપેક્ષાએ નાના વ્રત, શ્રાવકો સર્વથા દયા ન પાળી શકે, એટલે કે પ્રાણાતિપાત વિરમણ જે હિંસાથી વિરમવુ એટલે હિંસા ન કરવી તે સર્વથા ન પાળી

શકે માટે ત્રસ જીવોની રક્ષા ઉપરાંત સ્થાવર જીવોની યતના કરે તે પ્રથમ અણુવ્રત કે સુશીલે ! હિંસા દ્રવ્યથકી અને ભાવથકી થાય છે જેમા દ્રવ્યથકી હિંસાનો સર્વથા ત્યાગ કરવો તે દ્રવ્યદયા કહેવાય એટલે પોતાના દ્રવ્ય પ્રાણનુ રક્ષણ કરવુ તે સ્વદ્રવ્યદયા છે દ્રવ્ય પ્રાણ દશ છે પાચ ઇંદ્રિય, મનબળ, વચનબળ, કાયબળ શ્વાસોચ્છવાસ અને આયુષ્ય એ રીતે દશ દ્રવ્યપ્રાણ છે તેમાથી જે જીવોને જેટલા દ્રવ્ય પ્રાણ હોય તે પ્રાણોનુ રક્ષણ કરવુ એટલે કે ઘરની અદર કે બહાર કોઇપણ રીતે હિંસા ન થાય તે પ્રમાણે વર્તવુ તે પરદ્રવ્યદયા કહેવાય છે

દાખલા તરીકે આપણે જે વાસણથી પાણી પીધુ હોય, તે એઠુ વાસણ ગોળામા ફરીથી સાફ કર્યા વિના નાખવુ નહિ કારણ કે તે એઠા પાણીમા બે ઘડીની અદર અસખ્યાતા સમુર્છિમ જીવો એટલે સાત આઠ પ્રાણોના ધણી એવા જીવો ઉત્પન્ન થાય છે, અને તે એઠા વાસણથી ચેપી રોગની ઉત્પત્તિ થાય છે એટલુજ નહી, બલ્કે આવા પ્રકારનો એઠવાડનો ખરાબ રીવાજ મિથ્યાત્વી લોકો દેખી પવિત્ર જૈન ધર્મની નિંદા કરે છે, તો હે વહાની શ્રાવિકાઓ !

આવા પ્રકારના એઠવાડનો ખરાબ રીવાજ રાખવાથી જીવની હિંસા થાય જેથી પ્રાણાતિપાત વિરમણ નામના પહેલા વ્રતમાં ખામી આવે તેમજ રોગની ઉત્પત્તિ થવાથી પીડા ભોગવવી પડે, અને પવિત્ર જૈન ધર્મની નિંદા કરાવવાથી પાપ બંધાય.

એઠા ભોજનથી રોગની ઉત્પત્તિ થાય છે તેનું દ્રષ્ટાંત સાંભળો આ બનાવ હમણા મુંબઈમાં તાજો બનેલો છે તે જુવો મુંબઈમાં એક દસ વરસની ઉમરના છોકરાને ગરમીનો રોગ થયો. તે છોકરાને જ્યારે ડાકટરને બતાવ્યો ત્યારે ડાકટરે વિચાર કર્યો કે આટલી નાની ઉમરના છોકરાને આ રોગ કોઈપણ રીતે થાય તેવું સંભવતું નથી એમ વિચાર કરી ડાકટરે પૂછ્યું કે અલ્યા તું હોટલમાં જાય છે, ત્યારે તે છોકરાએ કહ્યું કે હા હું અમુક હોટલમાં જાઉં છું ત્યારે તે હોટલમાં તપાસ કરતાં જણાયું કે કોઈ ગરમીના રોગવાળો માણસ ચા પીઇને ગયેલો છે, અને તરતજ તે પીપેલા પ્યાલામાં આ છોકરાએ ચા પીધી જેથી આ છોકરાને ગરમીનો ચેપી રોગ થયો છે જુવો એઠું ખાવાથી કેવી નુકશાની થાય છે

પહેલા બુદ્ધિની હાણી અને આ દ્રષ્ટાંતથી શરીરની

હાણી થઇ તો હે વહાલી શ્રાવિકાઓ ! બુદ્ધિ તથા શરીરને નુકશાન કરનાર એઠવાડથી દુર રહેવુ, અને પાણીને ગોળે એઠો થવા દેવો નહીં કારણ કે પાણીને અવાડો તો બ્હવાડીએ સાફ થાય છે પરંતુ ગોળો ફુટે ત્યારેજ સાફ થાય. એ કેવી મુર્ખાઈ માટે ગોળે એઠો થવા દેવો નહિ તેમ સાફ કરવા માટે સાવચેતી રાખવી અહિંસાને પાળનાર એવા આપણે જૈનોએ પાણીયારામા બરાબર ચોખાઈ રાખવી જોઇએ તેમજ પાણીયારામાં સ્વચ્છ પાણીથી ગોળા ભરી રાખેલા હોય તે ઉપર પાણીનો ઘડો રાખવો જોઇએ અને તે ઘડાને વાકો વાળી વાસણમા પાણી લેવુ અગર પાણી લેવા માટે ખાસ ડોયો જુદો રાખવો, અને રસોઇના પાણી માટે એક જુદું વાસણ રાખવુ તે રસોઇનુ પાણી જુદું રાખવા માટે ખાસ એક પવાલુ રાખવુ અને બનતા સુધી ગોળાના પાણીથી રસોઇ ન કરતા શુદ્ધ બેહાના પાણીથી રસોઇ કરવાની ટેવ રાખવી તેમજ કણીક હાથ પીંછ એટલે સાફ કરી બાંધવી. તેના પરસેવો ન ટપકે તેનુ ખાસ ધ્યાન રાખવુ, ખારૂ યા મોળુ જોવા માટે શાક યા દાળ ચમચાની અદર આગળી નાખી નહિ ચાખતા ખાસ જુદી વાટકીમા

લઇ શાક યા દાળ ચાખવાની ટેવ રાખવી, ચાખીને પાછુ તપેલીમા કાંઈપણ નાખવુ નહિ એકજ થાળીમા બે ત્રણ સાથે જમવા બેસવાનો ખરાબ રીવાજ દુર કરવો કે જેથી ઉપર કહેલા દ્રષ્ટાંત પ્રમાણે બુદ્ધિ યા શરીરની હાની ન થાય, વળી લોભ દશાથી રાખી મુકેલુ જે પકવાન બગડી ગયુ હોય અગર કાળ પહોચી ગયો હોય તેવા પકવાનનો ત્યાગ કરવો કારણકે તેવા પકવાનમા જીવની ઉત્પત્તિ થાય છે જેથી હિંસા દોષ લાગે છે અને શરીર બગડવાનો ભય રહે છે માટે તેવી વસ્તુઓનો અવશ્ય ત્યાગ કરવો તેમજ આટો ઘણા દિવસ સુધી રાખવો નહિ કારણકે ઘણા દીવસ રાખવાથી આટામા જીવડા પડે છે તે માટે ઘણી સાવચેતી રાખવી દરેક ચીજોમાં કાળનુ ખાસ ધ્યાન રાખવાનુ છે કાળનુ માપ કેવી રીતે છે તે તમોને કહી બતાવુ છું તે સાંભળો શીયાળામા એક માસનુ ઉનાળામા વીસ દીવસનું તથા ચોમાસામા ૧૫ દર દીવસનુ કાળનુ માપ છે. માટે દરેક શ્રાવિકા બેનોએ સાવચેતી રાખી જુદી જુદી વસ્તુઓના જુદાજુદા કાળના માપમા એક દીવસ ઓછો હોય તે પહેલા પકવાન, સુખડી લોટ વિગેરે ખલાશ રાખવા નહી કારણકે કાલ પહોચ્યા બાદ તે ચીજો અભક્ષ

ગણાય છે અને અભક્ષ ચીજોનો આપણે સર્વથા ત્યાગ કરવો જોઇએ

હે સુજ્ઞ શ્રાવિકા બેનો ! ચોમાસાના કાળની અંદર ઉરે મેથી રાઇ વીગેરે વસ્તુઓ ચારણીથી ચાળી વાપરવા ની ટેવ રાખવી કારણકે ચોમાસામા તેવી વસ્તુઓમા કુંથુવા અને ધુરા પ્રમુખમા એળો બહુ થાય છે, માટે ઉપયોગ રાખ્યા સિવાય તેવી વસ્તુઓ વાપરવી નહી નહિતર હિંસાનો દોષ પ્રાપ્ત થાય છે

જમતા છાંડવાનો રીવાજ રાખવો નહી કારણકે તે છા ડેલી વસ્તુઓમા બે ઘડી એટલે અડતાલીસ મીનિટની અંદર અસંખ્યાતા સંમુર્છિમ પંચેદ્રિય સાતઆઠ પ્રા ણોના ધણી મરે છે અને જ્યા એહુ નાખવામા આવે ત્યા સેંકડો કીડીઓ તથા મકોડા પ્રમુખને મરવાનો સંભવ છે જેથી હિંસા દોષની પ્રાપ્તિ થાય છે માટે જમતા છાંડવુ નહિ તેમજ થાળી ધોઇને પીવી આનો વગર પૈસાનો ધર્મ તમારા જેવી સુશિલ શ્રાવિકાઓ એ અવશ્ય કરવો જોઇએ આવી રીતે ને હરરોજ ક્રિયામા મુકાય તો ઘણુ સારૂ હમેશા તેમ ન બનેતો નવકારસી અને સ્વામીવાત્સલ્ય પ્રમુખ જમણ વારમા ઠીકાણી થએલ થાળી વાડકાદિ ને ગરમ કરી કે હાલથી

સાફ કરી અનસ્ર પોઇને પીવાનો અભ્યાસ રાખવો એ ઠવાડ છાડવો નહી જમાડનારે પણ ધ્યાન રાખવુ કે લોકોને જમીને ઉઠયા પછી બે ઘડીવાર પહેલા થા ળીનો કે વાસણકુસણનો એઠવાડ પાજરાપોળ કે ગો શાળામા પહોચડાવી દેવો જોઇએ એહુ બે ઘડીવાર પછી વધારે રહેતો તેમા અસખ્યાતા જીવોની હિ સા સમજવી કારણકે જે પહેલુ વ્રત પાળે તેજ બીજુ વ્રત પાળવાને અધિકારી થઈ શકે માટે પહેલુ વ્રત જે હિસાથી વિરમવુ તેનો સવિસ્તર અર્થ નીચેમુ જબ કહી બતાવુ છુ તે ધ્યાન દઇને સાભળો

૧ જે કાર્યમા પોતાના દ્રવ્યપ્રાણની હિ સા થાય તે સ્વદ્રવ્ય હિ સા કહેવાય

૨ જે કાર્યમા બીજાના દ્રવ્યપ્રાણોની હિ સા થાય તે પરદ્રવ્ય હિ સા કહેવાય

૩ ત્રીજા ભાગમા બે ભેદ સમજવા—જે કાર્યમા પોતાના તથા પરના દ્રવ્યપ્રાણોની રક્ષા થાય તે સ્વ તથા પરદ્રવ્ય અહિ સા કહેવાય

૪ પોતાના ભાવપ્રાણ જે જ્ઞાન દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ કરવા માટે પ્રયત્ન ન કરવો અથવા પ્રાપ્ત

થયેલા જ્ઞાન દર્શન ચારિત્રને છુપાવી દેવા એટલે આવરણ વધારવુ તેનુ નામ સ્વભાવ હિંસા કહેવાય

૫ પારકાના જ્ઞાન દર્શન ચારિત્ર લુંટાવવા એટલે ભણતા અંતરાય કરવી બીજાને ભણાવવુ નહિ એમ ઉપદેશ દઈને બીજાને શુદ્ધ ધર્મથી પતિત કરવા તેમજ આજકાલ કેટલાક શુષ્ક જ્ઞાનીઓ બોલે છે કે હવે ચારિત્રમા કાંઈ રહ્યુ નથી આવુ બોલનારને જીભ મળવી દુર્લભ છે તેના આવા ખોટા બોલ સાંભળી જીવો ચારિત્રથી પતિત થાય. તે હિંસાને પરભાવ હિંસા કહેવાય.

૬ પોતે ભણે તેથી જ્ઞાનાવરણીય કર્મનુ આવરણ ઓછુ થવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય તથા શુદ્ધ સમ્યક્ત્વની અંદર દૃઢ થાય તથા શુદ્ધ ચારિત્રની પ્રાપ્તિ કરવી. તે સ્વભાવ અહિંસા કહેવાય

૭ બીજા જીવોને ભણાવવુ, બીજા જીવોને જ્ઞાનની પ્રાપ્તિ થાય તે માટે ભણવાના સાધનો વિગેરે તન મન ધનથી મેળવી આપવા કુદેવ, કુગુરૂ અને કુધર્મીની વાસનામા પડેલા મોહી જીવોને સમ્યક્ત્વમા દૃઢ કરવા ચારિત્ર લેવાને તૈયાર થયેલા જીવોને બનતી સહાય કરવી. અથવા પુર્વ કર્મના

ચોગે ચારિત્રથી ભ્રષ્ટ થના જીવોને ઉપદેશ આપી સમ્યક્ત્વ ધર્મમા સ્થિર કરવા, એવા આચરણને પરભાવ અહિસા કહે છે

શ્રાવિકા—હે પરમોપકારી ગુરૂણીજી મહારાજ ! ખરેખર આપ જ્ઞાનીને ધન્યવાદ ઘટે છે અત્યાર સુધી હુ અજ્ઞાન રૂપી અધકારમા હોવાથી મેં સ્વદ્રવ્યહિસા પરદ્રવ્યહિસા, સ્વભાવહિસા અને પરભાવહિસા ઘણીજ કરેલી છે તો હે કૃપાળુ ગુરૂ ! મારી શુ દશા થશે ! ત્યારે ભાવ દયામા ભરપુર ગુરૂણીજી મહારાજ કહે છે કે—

હે સુજ્ઞ શ્રાવિકા ! દ્રવ્ય અને ભાવ હિસાનુ સ્વરૂપ જાણી તે હિસાથી દુર રહેશો અને સ્વપર દ્રવ્યઅહિસા અને સ્વપર ભાવઅહિસાને સેવશો તો તમો સદ્દગતિને પ્રાપ્ત કરશો, કર્મની નિર્જરા કરવાથી શાશ્વત સુખની પ્રાપ્તિ થશે. પણ હે બેન ! વાચવા માત્રથી તમારૂ કલ્યાણ નથી પણ સસારનો ભય હૃદયમા ધારણ કરી પહેલુ વ્રત પાળજો

પ્રાણાતિપાત વિરમણ વ્રત તે પરજીવને આપણા જીવ સરખો જાણી સર્વ જીવની રક્ષા કરવી તે વ્યવહાર દયા થઇ, માટે તે વ્યવહાર પ્રાણાતિપાત વિરમણ વ્રત કહેવાય

જે આપણો જીવ કર્મવશ પડયો દુખી થાય છે તે આપણા જીવને કર્મબંધનથી મુક્ત કરવો, અને આત્મગુણ ની રક્ષા કરી વૃદ્ધિ કરવી સ્વદયા બંધહેતુ અને પરિણતિને નિવારી સ્વરૂપ ગુણને પ્રગટ કરવા અને જ્ઞાને કરી મિથ્યા ત્વ ટાળી આપણા જીવને નિર્મળ કરવો તે નિશ્ચયથી પ્રા ણાતિપાત વિરમણ વ્રત કહેવાય

હે પાપથી બીરૂ હૃદયવાળી બેન! પહેલા વ્રતની રક્ષા માટે બતાવેલા પાચ અતિચારથી દૂર રહેવુ

પાચ અતિચારના નામ—૧ બધ, ૨ વધ, ૩ છવીછેદ, ૪ અતિભાર આરોપણ, ૫ ભક્તપાન વ્યવચ્છેદ એ પ્રમાણે પાચ અતિચાર જાણવા, જેનો સામાન્ય પણે અર્થ નીચે મુજબ જાણી લેવો.

૧ કોઇ જીવને બધન કરવુ તે "બધ" અતિચાર કહેવાય છે

૨ કોઇ જીવને લાકડી વીગેરેથી માર મારવો તે "વધ" અતિચાર કહેવાય છે

૩ કોઈ જીવના હાથ, પગ, કાન, નાક, ગળ, પુછ વીગેરે અવયવોને નિર્દય પણે કપાવવા તે "છવીછે૦" અતિચાર કહેવાય છે

૪ બળદ વીગેરે પશુઓ તથા મનુષ્યો પાસે વહન ન કરી શકે તેટલો ભાર વહન કરાવવો તે "અતિ ભાર આરોપણ" અતિચાર કહેવાય

૫ પશુ અગર મનુષ્યોને અપાતા ભોજનપાનમા અ-તરાય કરવી તે "ભક્તપાન વ્યવચ્છેદ" અતિચાર કહેવાય છે

હે સુસ શ્રાવિકા ! આ પાંચ અતિચારનો વિચાર કરી, હૃદય દયામય બનાવી પાચ અતિચારના પાપથી દુર રહેજે

બીજા મૃષાવાદવિરમણ વ્રતમા પ્રથમ શ્રાવક શ્રાવિકાઓએ પાચ જુઠા જરૂર તજવા કારણ કે, તે પાચ જુઠાથી આ ભવની અદર અપજશ થાય છે અને પરભવની અદર દુર્ગતિ પ્રાપ્ત થાય છે તે પાચ જુઠા નીચે પ્રમાણે જાણી લેવા

૧ કન્યા સબધી જુઠું, ૨ ઢોર સબધી જુઠું, ૩ ભૂમિ સબધી જુઠું, ૪ થાપણ ઓળવવી ૫ ખોટી સાક્ષી પુરવી

૧ કન્યા નાની હોય અને મોટી કહેવી, તે પ્રમાણે વરનુ' સમજી લેવુ, એટલે કે વરને ઘણા વરસ થયા હોય, વૃદ્ધ લગ્ન કરવા તૈયાર થયો હોય, જેમકે એક વરને પચાસ

વરસ થયા હોય, અને કન્યાવાળા પૂછે ત્યારે કહે કે પાત્રીસ વરસ થયા હશે, આ શુ ઓછુ પાપ છે ? પણ સ્વાર્થમા અધ બનેલા જીવો આવુ જુઠુ બોલતા જરાએ મનમા પાપનો ભય રાખતા નથી આ ઉમર સબધી જુઠુ કહ્યુ વળી ગુણ સબધી જુઠુ બોલવામા બીલકુલ આચકો ખાતા નથી જેમકે વર કે કન્યામા કાઇ પણ ગુણ ન હોય અથવા ઓછા ગુણ હોય અને વધારે ગુણનુ વર્ણન કરવુ અને આ કન્યા ભણેલી ગણેલી છે અથવા આ વર ભણેલ ગણેલ છે આવી રીતે તેનામા તે બાબતની ખામી હોય. છતા તેના ભણતરના અને જ્ઞાનના વખાણ કરવા મડી જાય. શુ આ વિશ્વાસઘાત ન કહેવાય ? અવશ્ય વિશ્વાસઘાતજ કહેવાય એક વર સાધારણ પૈસાવાળો હોય, અથવા થોડુ કમાતો હોય, છતા ઘણો ધનવાન છે, અથવા ઘણુ કમાય છે, એ રીતેજ કન્યાના તથા વરબાબતમા જુઠુ બોલવુ તે મહાપાપ સમજવુ

૨ કોઇ ઢોર ઓછુ દૂધ કાઢતુ હોય અને વધારે કહેવુ આ ઢોર બહુ ઉત્તમ લક્ષણવાળુ છે આવી રીતે તે ઢોરમા ગુણ ન હોય છતા વધારે પૈસા ઉપજાવવા જુઠુ બોલી પરને ન ઠગતા પોતાના આત્માનેજ ઠગે છે. તે ઢોર સબધી જુઠુ જાણવુ,

૩ ભૂમિ સબધી—પારકી જમીન પોતાની કહેવી" અથવા દ્રવ્યાદિક કોઇપણ વસ્તુ પારકી હોય, છતા પોતાની કહેવી, પાસે ઘર હોય અને તે ઘરની ચોડી જગ્યા માટે પાડોશી યા પોતાના કુટુબી સાથે લડવાનુ કરે છે, તે પણ ભૂમિના મોહને લીધે થાય છે તે પણ ન કરવુ જોઇએ

૪ થાપણ ઓળવવી—આપણે ઘરે પૈસા દાગીના અ થવા કાઈપણ ચીજ કોઇપણ મુકી જાય, અને લેવા આવે તે વખતે કોઇપણ ઉપાયથી ના કબુલ થાય તેને થાપણ ઓળવી કહેવાય જેમકે–થાપણ વસ્તુ માટે લેનાર અને દેનાર બે જણ જાણતા હોય, આપેલ વસ્તુને ઘણો વખત થઇ જાય, ત્યારે લેનાર ધણીની મહાન લોભના ઉદયથી બુદ્ધિ ફરે, અને મનમા એવુ ચિતવે કે—આ થાપણ ચીજની ત્રીજા જણને કયા ખબર છે ? માટે આ વસ્તુ હવે તે દેનારને દેવી નથી લેવા આવશે ત્યારે ચોખુ કહીશુ કે શુ કોઈને પાસે રાખી મને આપેલ છે ? અથવા આ બાબતનુ કાઇ લખાણુ કરેલ છે? આના બીજાને માથે જુઠા આળ નાખે છે ? શુ' સારા માણસની આબરૂ લેવા તૈયાર થયો છે ? જરા શરમ તો રાખ પ્રભુનો ડર છે કે નહિ ?

આવા અનેક જુઠા વચનો કહે છે દેનાર માણસે ફક્ત તેના વિશ્વાસ ઉપર આપેલ હોય ત્યા લખાણુ કે સાક્ષી કયાથી હોય ? પણુ લેનારે તો ખરેખર વિશ્વાસઘાતરૂપી મહાન પાપ બાધ્યુ, ને દેનારની સાથે વેર બાધ્યુ. જે વેર વિષેનુ દ્રષ્ટાત નીચે પ્રમાણે છે તે ધ્યાન દઇ શ્રવણુ કરશો આ કથા જૈન મતને અનુસરીને નથી, અન્ય પુસ્તક નોવેલ માથી છે બોધના ખાતર લખેલ છે

એક મોટા શહેરમા ચાર શેઠીઆ રહેતા હતા, તે ચારે શેઠીઆ મહાન ધનવાન અને માંહોમાંહે મૈત્રીભાવવાલા હતા એક દિવસ ચારે શેઠીઆ મળીને વિચાર કરે છે કે– અરે ! આપણા જેવા અધમ કોણુ હશે કે અત્યાર સુધી આપણે ઘણા પૈસા કમાણા અને સર્વ પ્રકારની સાનુકુળતા હોવા છતા કાંઈ ધર્મ સાધન કર્યું નહિ, માટે હવે ધર્મ સાધન કરવા કાશીએ જઇએ એમ વિચાર કરી ચારે જણાએ એક એક કિમતી રત્ન સાથે લઇ સાધુનો વેષ ધારણ કરી એટલે કફની પહેરી લીધી, અને સાથે લીધેલ રત્ન પોતપોતાની ઝોળીમા મુકી કાશી તરફ પ્રયાણ કર્યું ચાલતા ચાલતા વિશ્રામ માટે કોઇ એક ગામમા સુતારને ઘરે ઉતારો કર્યો, ચારમાથી એક જણે સુતારને ઘરે જોગી

મુકી ચારે જણ ગામમા ગયા જે કામ હતુ તે કરીને પાછા સુતારને ઘરે આવ્યા, અને મુકેલ જોળી તપાસ્યા વિના લઇ ચાલતા થયા. હવે જોળીમાથી એક રત્ન સુતારની સ્ત્રીએ લઇ લીધુ હતુ આ ચારે શેઠીયા કાશીએ પહોચ્યા, અને ધર્મ કરવાને અવસરે પૈસાની જરૂરી પડી, ત્યારે જો ળીમા તપાસ કરતા તેમાથી ત્રણ રત્ન નીકળ્યા, અને ચોથુ રત્ન દેખ્યુ નહિ, જેથી જેનુ રત્ન ગયુ છે તેને એકદમ ક્રોધ ચડયો હાય! હવે હુ પૈસા વિના શેનાથી ધર્મ કરૂ? વિગેરે કલ્પાત કરવા લાગ્યો, અને મારૂ રત્ન કોણ લઇ ગયુ હશે? તે સબધમા વિચાર કરતા જણાયુ કે—મે જોળી ફકત સુતારને ઘરે મુકી હતી નકી સુતારની વહુએ લીધુ છે, માટે ધર્મમા અતરાય કરનાર અને મારા રત્નની ચોરી કરનાર તે સુતારણીનુ બરાબર વેર લઉ, આ પ્રમાણે વિચાર કરી પોતાના મિત્રોને કહે છે કે—હે ભાઇઓ! હુ અહી કાશીમા એ ઇરાદાથી કરવત મુકાવુ કે, હુ મરીને તે સુતારનોજ પુત્ર થાઉ તેને પુત્ર નથી એટલે મારા મોહમા પૂર્ણ સપડાશે બાર વરસ સુધી તેના ઘરે રહીશ, પરણીશ, અને બારમે વરસે તમો ત્રણ જણ સુતારને ઘેર આવજો, અને માહોમાહે રત્ન સબધી વાત કરજો, અને તેજ વખતે મને તાવ આવશે અને હુ મરી જઇશ જે વખતે મારી મા ઘણી રડવા કુટવા માડે ત્યારે તમારે

કહેલુ કે હે બાઇ ! હવે શુ રડે છે ! રત્ન લેતી વખતે શુ પાપનો ભય ન હતો ? હજી તો પાપ કયા ઉદય આવ્યું છે, હજી ઘણુ ભોગવવુ પડશે, માટે શાન્તિ રાખજે ધર્મ માર્ગે વાપરવા લીધેલુ રત્ન તમોએ ચોરી લીધુ હતુ, જેથી તે રત્નનો ધણી જે સાધુનો જીવ તમારૂ વેર લેવાને છોકરારૂપે અવતાર લીધો હતો, માટે હજી જો તે રત્નનો ત્યાગ કરશો નહિ તો ઘણુ ભોગવવુ પડશે. પછી તે બાઇ ક્રોધથી રત્ન ફેકી દેશે, પછી તે રત્ન તમો લઇ કાશીમા ધર્મમાર્ગે વાપરી દેજો. આ પ્રમાણે કહીને તેણે કાશીમા કરવત મુકાવી મરીને સુતારને ઘરે છોકરો થયો તે બાર વરસનો થયો, પરણ્યો, ઘણુ ભણ્યો, અને પોતાની માને ઘણો વહાલો થયો બાર વરસ પુરા થતા પૂર્વના સંકેત પ્રમાણે પેલા ત્રણે મિત્રો આવ્યા. છોકરાને તાવ આવ્યો, અને ત્રણે જણ માહોમાહે વાત કરે છે, તે સાભળતા તે છોકરાને ક્રોધ ચડયો. તે ક્રોધના ઉદયથી તત્કાલ મરણ પામ્યો તેના મરણથી તેની માને દુખનો પાર રહ્યો નહિ પોતાને ઘણા લાબા સમયે દિકરો થયો, ઘણો હુશીઆર થયો, સારી રીતે ભણીને ડાહ્યો થયો, ઘણા ઉત્સાહથી પરણાવ્યો, અને તે પુત્રનો વિયોગ થયો આવા સદ્‌ગુણી પુત્રના વિયોગથી તેની માતાને દુખમા ખામી રહી નહતી. પોતે કુટે છે, રડે છે, બીજાને પણ રડાવે છે, તે દુખનુ

અહીં શું વર્ણન કરીએ ? જેને આવા દુ:ખો પ્રાપ્ત થયાં હોય તેજ તે દુ ખ જાણી શકે આવા પ્રકારના અનહદ ઉત્પાતને જોઇ પૂર્વેના ત્રણે મિત્રોએ પૂર્વ બનેલી તમામ હકીકત તે સુતારણ બાઇને કહી સ ભળાવી, જેથી તે બાઇને મનમા વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને સાથે ખેદ પણ થયો કે—મને રત્ન લેતી વખતે જેટલો હર્ષ પે.ા થયો હતો, તેના કરતા તે નિમિત્તનુ દુ ખ ઘણુ પ્રાપ્ત થયું માટે આવા ચોરીના કામ કરનારને ધિક્કાર છે, મને તો તેમા હજારો વાર ધિક્કાર છે એમ કરીને તે ચોરી લીધેલ રત્નને તે સુતારણીએ ફેંકી દીધુ એટલે પેલા ત્રણે જણા તે રત્નને લઇ કાશી તરફ ચાલતા થયા હે શ્રાવિકા બેન ! આ પૈસાની ચોરીથી વૈર બ ધન થયુ, અને દુ ખ પ્રાપ્ત થયુ માટે આ દૃષ્ટાંત સાભળીને સાર એ લેવાનો છે કે, કોઇએ થાપણ ઓળવવી નહિ, કારણ કે પૈસો અગીઆરમો પ્રાણ છે

ખોટી સાક્ષી—અહંકારને લીધે અથવા પૈસાની આશાને લીધે જે ખોટી ખોટી જાણ્યા વગર સાક્ષી આપવી તેનું નામ ખોટી સાક્ષી કહેવાય છે

હે શ્રાવિકા બેન ! ઉપર બતાવેલ પાચ મોટા જુઠાનો તમો અવશ્ય ત્યાગ કરશો, કેમકે કેટલીએક બેનોને વાત

વાતમા તથા મશ્કરીમા જુઠુ બોલવાની ટેવ હોય છે, તે ટેવને પણ તમારે અવશ્ય છોડી દેવી

વ્યવહાર મૃષાવાદ વિરમણવ્રત તથા નિશ્ચય મૃષાવાદ વિરમણવ્રત એમ બે પ્રકારના છે

જુઠુ વચન બીલકુલ બોલવુ નહિ તે મૃષાવાદ વિરમણવ્રત કહીએ,

### વ્યવહાર મૃષાવાદ વિરમણવ્રત.

જે પર પુદ્ગલાદિક એટલે આત્માના જ્ઞાન દર્શન ને ચારિત્ર સિવાયની ખાવાની પહેરવાની ઓઢવાની વીગેરે જેટલી વસ્તુઓ દુનીયામા નજરે દેખાય છે તે તમામ પૌદ્ગલિક વસ્તુઓને આપણી કરીને કહેવી, તે મૃષાવાદ વચન છે તેથી વિરમવુ તેને વ્યવહાર મૃષાવાદ વિરમણવ્રત કહીએ

નિશ્ચય મૃષાવાદ વિરમણવ્રત—જીવને અજીવ કહેવો, અને અજીવને જીવ કહેવો ઇત્યાદિક અજ્ઞાનભાવથી જુઠુ બોલવુ, સિદ્ધાતના અર્થ ખોટા કહેવા, પોતાની મતિ કલ્પનાએ કહેવુ, વીગેરે નિશ્ચય મૃષાવાદથી વિરમવુ તે નિશ્ચય મૃષાવાદ વિરમણવ્રત કહીએ

જે મનુષ્યો અદત્તાદાનાદિક બીજા વ્રતોનો ભગ કરે તે મનુષ્યોનુ માત્ર ચારિત્ર ભગ થાય છે, અને મૃષાવાદ

વિરમણવ્રતનો ભગ કરે તે મનુષ્યોનુ સમકિત, જ્ઞાન તથા ચારિત્ર એ ત્રણેનો ભગ થાય છે

આગમમા પણ કહ્યુ છે કે, જેણે ચોથાવ્રતનો ભગ કર્યો હોય, તે મનુષ્ય આલોચણ લઇ શુદ્ધ થઈ શકે છે, પણ જેણે સિદ્ધાતના અર્થનો મૃષા (ખોટો) ઉપદેશ આપી બીજા વ્રતનો ભગ કર્યો હોય, તે આલોયણ લેવા છતા શુદ્ધ થઈ શકે નહિ માટે નિશ્ચય મૃષાવાદથી સર્વથા વિરમવુ

બીજા વ્રતના પાંચ અતિચાર—૧ સહસાભ્યાખ્યાન, ૨ રહસાભ્યાખ્યાન, ૩ સ્વદારા મ ત્ર ભેદ ૪ મૃષોપદેશ, ૫ કુટલેખ્યકરણ આ પ્રમાણે બીજા વ્રતના પાચ અતિચાર છે, જેનો નીચે પ્રમાણે સક્ષેપથી અર્થ કહુ છુ તે મનન પૂર્વક સાભળશો

૧ સહસાભ્યાખ્યાન—વગર વિચારે આળ ચડાવવુ તે સહસાભ્યાખ્યાન કહેવાય જેમકે તુ ચોર છો, તુ વ્યભિચારી છો, તુ દુર્ગુણી છો, તુ પાપી છો, વીગેરે એકદમ વગર વિચારે કહેવુ તે

૨ રહસાભ્યાખ્યાન—એકાતના કારણે જે કહેવુ તે રહસાભ્યાખ્યાન કહેવાય જેમકે કોઈને છાની સલાહ કરતા જોઈને કહેવુ કે, આ મ ત્ર મે જાણી લીધો

જે પાચ ઈંદ્રિયના ત્રેવિસ વિષય આઠ કર્મ વર્ગણી ઈત્યાદિક પરવસ્તુ લેવી નહિ તથા તેની વાછા કરવી નહિ તે આત્માને અગ્રહ છે તે નિશ્ચયથી અદત્તાદાન વિરમણ વ્રત જાણવુ

આ ઠેકાણે કોઇ પ્રશ્ન કરે કે, વિષયની અને કર્મની વાછા કોણ કરે તેનો ઉત્તર એ છે કે જે પુણ્યને લેખો લેવા યોગ્ય છે, તે જીવ કર્મની વાછા કરે છે જે પુણ્યના બેતાલીશ ભેદ છે, તે ચાર કર્મની શુભ પ્રકૃતિઓ છે જે વ્યવહાર અદત્તાદાન નથી લેતા, પણ અતરગ પુણ્યાદિકની વાછા છે, તેને નિશ્ચય અદત્તાદાન લાગે છે માટે હે શ્રાવિકા બેન ! આ પ્રમાણે વ્યવહારથી તથા નિશ્ચયથી અદત્તાદાનનુ સ્વરૂપ જાણી, પરદ્રવ્યને લોષ્ટવત્ ગણજો.

ત્રીજા વ્રતના પાચ અતિચાર—૧ સ્તેનાહૃત, ૨ તસ્કર પ્રયોગ, ૩ વિરૂદ્ધ રાજ્ય ગમન, ૪ કુટતુલા કુટમાનકરણ, ૫ તત્પ્રતિરૂપ વ્યવહાર આ પ્રમાણે ત્રીજા વ્રતના પાચ અતિચારછે, જેના નિચે પ્રમાણે સક્ષેપથી અર્થ કહુ છુ, તે મનનપૂર્વક સાભળશો

૧ સ્તેનાહૃત—ચોરે ચોરી કરીને આણેલી વસ્તુઓ લો

ભના દોષે ઓછી કીંમતે ચોર પાસેથી લેવી, તે સ્તેનાહૃત કહેવાય

૨ તસ્કર પ્રયોગ—ચોરોને ચોરી કરાવવા ઉત્કેરવા તે તસ્કર પ્રયોગ કહેવાય જેમકે તમો હમણા નકામા કેમ બેઠા છો શાનુ ( પૈસાનો સજોગ ) ન હોય, તે તમોને આપુ, તમારા માલનો વેચનાર કોઇ ન હોય તો હુ વેચી આપીશ તમો ચોરી કરો એમ બોલી ચોરી કરાવવી તે

૩ વિરૂદ્ધ રાજ્યગમન—પોતાના દેશના સ્વામીના દુશ્મનના રાજ્યમા પોતાના સ્વામીના નિષેધ કરેલા વચનને નહિ પાળતા દાખલ થવુ તે વિરૂદ્ધ રાજ્ય ગમન કહેવાય વળી વિરૂદ્ધ રાજ્યમા જનારને ચોરીનો દડ કરાય છે તેથી તે અદત્તાદાન કહેવાય છતા આતો હુ વેપાર કરૂ છુ ચોરી નથી કરતો એવી ભાવના હોવાથી તે વ્રત નિરપેક્ષ નહિ ગણાય તેમજ લોકમા આ ચોર છે તેમ કહેવાતુ નહિ હોવાથી એણે અતિચાર પણ ધારવુ

૪ કુટતુલા કુટમાન કરણુ—કુડાતોલા કુડામાન એટલે કે ઠરાવ કરતા ઓછુ તથા અધિક દેવુ લેવુ એટલે લેવા વખતે મોટુ માપ રાખે અને દેવા વખતે ઓછા તોલા નાખે તેને કુટતુલા કુટમાન કરણુ કહીએ

આ અતિચારનો સાર એટલો કે બીજાને ઠગીને વધારે લેવુ અને પોતે બીજાને લીધેલ કરતા ઓછુ આપે તે

૫ તત્પ્રતિરૂપ વ્યવહાર—સારી વસ્તુમા ખરાબ વસ્તુ ભેળવી ( સેળભેળકરી ) વેચવી તે તત્પ્રતિરૂપ વ્યવહાર કહેવાય

કુટતુલા કુટમાન કરણુ તણા તત્પ્રતિરૂપ વ્યવહાર ધનના લોભથી થાય છે આ વણિક કળા છે જેનો પણ અતિચાર લાગે છે

## इति तृतीयादत्तादान विरमणव्रतविचारः समाप्तः

હવે ચોથા મૈથુન વિરમણુવ્રતનુ સ્વરૂપ સ ક્ષેપથી કહુ છુ તે ધ્યાન દઈ સાભળશો

હે સુજ્ઞ શ્રાવિકા ! સર્વ વ્રતોની અ દર શીરોમણી, દેવતાઓને વ દનિય થાય વ્રતધારી જીવો જેનાથી એવુ આ મહાન દુર્લભ જે બ્રહ્મચર્ય વ્રત છે તેનુ જરૂર સેવન કરવુ તેમા પુરૂષોએ પરસ્રીને પોતાથી મોટી ઉમરની સ્રીઓ હોય તેઓને માતા બરાબર ગણુવી સરખી ઉમરની સ્રીઓને બેન બરાબર ગણુવી અને નાની ઉમરની સ્રીઓને પોતાની પુત્રી બરાબર લેખવી તેવીજ રીતે બેનોએ પોતાથી મોટી ઉમરના પુરૂષોને પિતા તુ ય ગણુવા સરખી ઉમરના પુરૂષોને

બધુ સમાન ગણુવા અને નાની વયના યુવકોને પુત્ર તુલ્ય ગણુવા અથવા તો પચની શાખે જેનો હાથ ગ્રહણુ કર્યો છે તે પુરૂષ સિવાય અન્ય પુરૂષ ગમે તો ઈન્દ્ર જેવો હોય અથવા ચદ્ર જેવો હોય અથવા રાજા જેવો હોય તો પણુ પોતાને મન તો સર્વ કરતા પોતાના ધણીને રૂપમા તથા ગુણુમા અધિક ગણીને બીજા ધનવાન પુરૂષોની વાછા ન કરતા પોતાના પરણેલ પતિની અદર સતોષ માનીને તેની આજ્ઞા શિર ચડાવીને તેની સાથેજ આનદમા રહેવુ

સ્વદારા સતોષ વ્રતનુ પાલણુ કર્યું ત્યારેજ કહેવાય કે પુરૂષોએ પોતાની પરણેલ સ્રીની અદર સંતોષ રાખવો, એનોએ પોતાના પતિની અદર સતોષ રાખવો પણુ સ્રી પુરૂષનો સચોગ કાઈ વિષય વાસનાને પ્રબળ કરવા માટે નથી પણુ ઘણુાજ સકોચથી એટલે કે પોતાની માન સિક વૃત્તિ ન બગડે તથા શરીર ન બગડે તે પ્રમાણે વર્તવાનુ છે

જુઓ પૂર્વ થઈ ગયેલ મહાન્ સતીઓ સીતા દમયતી વીગેરેના દ્રષ્ટાતો અરે ! એનો ઉત્તમ જાતીને માટેતો આ વ્રત હોય પણુ એક ભીલ જેવી જાતિમા ઉત્પન્ન થયેલ સ્રીએ પણુ આ વ્રતનુ મન વચનને કાયાથી સેવન કરેલ છે કે જેનુ નામ જસમા ઓડણુ છે જેને આખા ગુજરાતના

રાજા સિદ્ધરાજે પોતાની તમામ લક્ષ્મીની લાલચો બતાવી, તે રાજ્ય લક્ષ્મીને એક પોતાના બ્રહ્મચર્ય વ્રત કરતા તુચ્છ; મા તુચ્છ ગણી સિદ્ધરાજની નીચ માગણીનો તીરસ્કાર કર્યો જેથી ક્રોધિત સિદ્ધરાજે તેના કુટુંબનો તથા તેના પ્રાણપ્રિય પતિનો નાશ કર્યો છેવટે જસમા ઓડણે પોતાનો પ્રાણ ત્યાગ કર્યો છતા આવુ ઉત્તમ વ્રત જેણે ન છોડયુ માટે તેને ધન્ય છે આ દ્રષ્ટાંત કથા ભાગ સાંભળવામા આવેલ હોવાથી અત્રે ઉપસ્થિત કરી છે કોઇ સૂત્રના આધારથી આ દ્રષ્ટાંત લખેલ નથી માટે હે બ્હેન ! આ વ્રત વિષે જેટલુ કહ્યુ છે તે હુ થોડુજ છે આ વ્રતનુ સેવન કરવાથી શરીર તથા બુદ્ધિ બળવાન થાય છે પરલોકમા પણ સદ્‌ગતિને આપનાર છે માટે પશુવૃત્તિનો ત્યાગ કરજો

આ વ્રતનુ વ્યવહારથી તથા નિશ્ચયથી સ્વરૂપ નીચે પ્રમાણે કહેલુ છે

જે પુરૂષ પરસ્ત્રીનો ત્યાગ કરે અને જે સ્ત્રી પરપુરૂષ નો ત્યાગ કરે આ ઠેકાણે સાધુને સ્ત્રીનો સર્વથા ત્યાગ છે અને ગૃહસ્થે પરણેલી સ્ત્રીની છુટ છે એટલે પરસ્ત્રીનુ પ ચ્ચખ્ખાણ છે તે વ્યવહારથી મૈથુન વિરમણ વ્રત કહીએ

જેને બાહ્યવિષય અને અંતરંગ લાલચ છુટી નથી તો તેને મૈથુનના કર્મ લાગે છે

હે શ્રાવિકા બેન ! હુ મેશા મહાન્ મતિઓનુ સ્મરણ રાખીને આ વ્રતને પ્રાણાતે ત્યાગશો નહિ આ વ્રત વિના તમામ ધર્મ કરણી જોઈએ તેવા ફળને આપનારી ન કહેવાય

ચોથાવ્રતના પાચ અતિચાર—૧ ઇત્વર પરિગૃહિતાગમન ૨ અપરિગૃહિતાગમન ૩ અનગક્રીડા ૪ પરવિવાહકરણ ૫ કામતિવ્રાભિલાષ આ પ્રમાણે ચોથાવ્રતના પાચ અતિચાર છે જેમા પરદારા વર્જકને પાચ અતિચાર હોય અને સ્વદારા સતોષીને ત્રણ અતિચાર હોય તેમજ સ્રીને પણ પાચ અને ત્રણ સમજી લેવા

૧ ઈત્વર પરિગૃહિતાગમન—થોડા વખત કોઈએ રાખેલી વેશ્યાની સાથે ગમન કરવુ તે ઇત્વર પરિગૃહિતાગમન કહેવાય, આ અતિચાર પરદારા વર્જકને લાગે છે કારણ કે તે તેટલા વખત સુધી બીજાએ પગાર બાધી રાખેલ હોવાથી પરસ્રીછે અને હુ તો વેશ્યાને સેવુ છુ પરસ્રીને નથી સેવતો એમ સેવનારની કલ્પના પ્રમાણે વેશ્યા છે તેથી આ અતિચાર પરદારાવર્જકને મ ભવેછે

૨ અપરિગૃહિતાગમન-કોઇએ નહિ ગ્રહણ કરેલી સ્રી પાસે જવુ તે અપરિગૃહિતાગમન કહેવાય અને આ અતિચાર પરદારા વર્જકને લાગે છે કેમકે લોકમા તે પારકી સ્રી ગણાય છે સેવનારના વિચારમા તેનો ધણી ન હોવાથી તે પારકી સ્રી નથી તેમ જાણે છે

આ બે અતિચારો સ્વદારા સંતોષીને સંભવે નહિ કારણ કે પોતાની સ્ત્રી સિવાય બધી સ્ત્રીઓનો ત્યાગ કરેલ છે માટે તેઓને આવી સ્ત્રીઓ સાથે સેવન કરતા વ્રતજ ભાગે છે એટલે તેના વ્રતોનો ભંગ થયો સમજવો

૩ અનંગક્રીડા—કામને જગાડનાર ક્રીડા કે જે હોઠકચરવા આલીંગન કરવું સ્તન દબાવવા વીગેરે ક્રીડા કરવી તે અનંગ ક્રીડા કહેવાય આવા કામનો મે કયા ત્યાગ કરેલો છે એમ વિચારી પરસ્ત્રીમા તે પ્રમાણે વર્તન કરતા પરદારાવર્જકને તથા સ્વદારા સંતોષીને એટલે કે પોતાનીજ સ્ત્રી ખપે એવા નિયમવાળા બન્નેને અતિચાર લાગે છે આ વિચારથી પરપુરૂષના ત્યાગવાળી અને પોતાના પતિને વિષે સંતોષ વાળી એ બન્ને પ્રકારવાળી સ્ત્રીઓએ પરપુરૂષને કામ ઉત્પન્ન થાય એવી ચેષ્ટાઓ કરવી ન જોઇએ અને કરે તો અતિચાર લાગે છે

૪ પરવિવાહ કરણ—પોતાના છોકરા છોકરી સિવાય પારકા છોકરાઓને કન્યા અપાવવી અને પારકી છોકરીઓને વર અપાવવો અથવા પૈસાના સ્વાર્થે અગર સ્નેહના લીધે પરણાવવા તે પરવિવાહ કરણ કહેવાય

આ પરવિવાહ કન્યુ ચોથા વ્રતધારીને ત્યાગ કરવાનુ છે આ અતિચાર ત્રણેને સભવે છે કારણકે જ્યારે પરસ્ત્રીની સાથે મૈથુન નહિ કરૂ નહિ કરાવુ એમ નિયમ લીધો છે ત્યારે પારકાના વિવાહ કરતા ખરી રીતે મૈથુનજ કરાવ્યુ થયુ કેમકે તે વર કન્યા ના લગ્ન થયા ત્યારથીજ તેનો ગૃહસ્થાશ્રમ શરૂ થયો માટે ભગ થયો વ્રત લેનાર પોતે એમ વિચારશે કે આતો હુ વિવાહજ કરૂ છું મૈથુન કયા કરાવુ છુ એવા વિચારથી વ્રતની અપેક્ષા રહે છે તેથી અતિ ચાર થયો

૫ કામ તીવ્રાભિલાષ—મૈથુનમા પોતાની સ્ત્રી સાથે પુરૂ પોએ તથા બહેનોએ પોતાના પતિ સાથે અતિ તીવ્ર કામની ઇચ્છા રાખવી નહિ. કારણ કે ભવે તેઓને પોતાના પુરૂષ પ્રત્યે સ્ત્રીને તથા પુરૂષને સ્ત્રી પ્રત્યે નિયમ નથી, તેમજ પશુઓની પેઠે હમેશા વિષય સેવવા તે યોગ્ય નથી કેમકે જીનવચનને જાણનાર શ્રાવક કે શ્રાવિકા અત્યત પાપથી ભયવાળા હોઇને બ્રહ્મચર્યને પાળવા ઇચ્છે અથવા હમેશા બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા છે, છતા નિરૂપાયે વેદનો ઉદય નહિ સહન કરી શકવાથી માત્ર તે વેદના ઉદયની શાતિ કરવા માટે સ્વસ્ત્રી સતોષ વીગેરે વ્રત ગ્રહણ કરે છે

આમ હોવા છતા તિવ્ર અભિલાષા કરે, પણ પોતાના મનમા વ્રતની અપેક્ષા રહે છે માટે અતિચાર સમજવો.

હે સુશ બહિનો ! આ ચોથાવ્રતના અતિચારવુ સ્વરૂપ જાણીને તે અતિચારો તમને ન લાગે તે પ્રમાણે વર્તશો, અને તે અતિચારોથી દુર રહેજો

વળી હે વહાલી શ્રાવિકાઓ! પરમોપકારી વીતરાગ દેવના આગમમા પણ કહેલ છે કે, એકજ વખત સ્ત્રી પુરૂષના સંયોગથી નવલાખ જીવો પંચેંદ્રીય હણાય છે તેની નિશ્રાએ બીજા જીવો પણ હણાય છે તેની ગણનરી બહુશ્રુતો જાણે હે પાપભીરૂ બેનો ! તમો ઘડીકના તથા તુચ્છ સુખની ઇચ્છા માટે બીજા જીવોના પ્રાણ લેતા વિતરાગ દેવની શ્રાવિકાઓને અથવા પુત્રીઓને કેમ આનંદ આવચો જોઇએ, નજ આવવો જોઇએ, માટે ચેતજો આ તુચ્છ વાસનાથી

## इति चतुर्थ मैथुन विरमणव्रतविचार समाप्त,

હવે પાચમા વ્રતનુ વર્ણન કહે છે, તે ધ્યાનપૂર્વક સાભળી મુર્છાનો ત્યાગ કરશો, અને હૃદય ઉદાર રાખશો કારણ કે લોભવૃત્તિ સર્વ ગુણોને હણનારી છે, માટે પાચમુ વ્રત બ રાબર પાળજો

પરિગ્રહ પરિમાણવ્રત વ્યવહારથી તથા નિશ્ચયથી

કહે છે, પરિગ્રહ એટલે ધન ધાન્ય દાસ દાસી ચૌપદ એટલે ઘોડા, ગાય, ભેસ વીગેરે, જમીન વસ્ત્ર આભરણનો ત્યાગ કરવો તેમા સાધુને તો સર્વથા પરિગ્રહનો ત્યાગ છે તથા શ્રાવકને ઈચ્છા પરિમાણ છે જેટલી ઇચ્છા હોય તેટલો પરિગ્રહ મોકળો રાખે, બીજાનો નિયમ કરે, એ વ્યવહારથી પરિગ્રહ પરિમાણ વિરમણ વ્રત કહીએ

જે કર્મ રાગ દ્વેષ અજ્ઞાન દ્રવ્ય જ્ઞાનાવરણીય પ્રમુખ, આઠ કર્મ, અને શરીર ઇદ્રિયનો પરિહાર એટલે કર્મને પર જાણી છાડવો, તે નિશ્ચયથી પરિગ્રહનો ત્યાગ જાણવો

પરવસ્તુ એટલે આત્માના જ્ઞાન દર્શન અને ચારિત્ર સિવાયની તમામ વસ્તુઓની મુર્છા છાડવી જેણે મૂર્છા છોડી તેણે પરિગ્રહ છોડયો જાણવો મારે હુ અને મારૂ અથવા આ મળેલી વસ્તુનો ત્યાગ થવાનોજ નથી, એવો મમત્વ ભાવ છોડશો

પાચમા વ્રતના પાચ અતિચાર—૧ ક્ષેત્ર વાસ્તુ પ્રમાણાતિક્રમ, ૨ હિરણ્ય સુવર્ણ પ્રમાણાતિક્રમ, ૩ ધનધાન્ય પ્રમાણાતિક્રમ, ૪ દ્વિપદ ચતુષ્પદ પ્રમાણાતિક્રમ, ૫ કુપ્ય પ્રમાણાતિક્રમ, આ પ્રમાણે પાચ અતિચાર છે

૧ ક્ષેત્ર વાસ્તુ પ્રમાણાતિક્રમ—ક્ષેત્ર એટલે પાક ઉત્પન્ન કરવાની જમીન, તે શેતુ કેતુ અને ઉભય ભેદે કરી

ત્રણ પ્રકારની છે રેટીથી અથવા અરઘટથી જેમા પાક તૈયાર કરાય તે સેતુ કહેવાય, આકાશના પાણીથી જ્યા પાક થાય તે કેતુક્ષેત્ર કહેવાય, અને બન્નેના સયોગથી જ્યા પાક થાય, તે ઉભય ક્ષેત્ર કહેવાય વાસ્તુ એટલે ઘર ગામ નગર વિગેરેનુ છે તે ક્ષેત્ર તથા વાસ્તુ બન્નેનો અતિક્રમ કરવો તે અતિચાર છે જેમકે મારે એક ક્ષેત્ર કે એક વાસ્તુ ખપે, એવા નિયમવાળાને તેનાથી વધુની અભિલાષા થતા વ્રત ભગ થવાના ભયે પ્રથમના ક્ષેત્રની કે જગ્યાની નજીકમા બીજુ ક્ષેત્ર લઈ પ્રથમના ક્ષેત્ર સાથે એક કરવા સારૂ વાડ વીગેરે દૂર કરી તે ક્ષેત્રની સાથે જોડવુ વ્રતની અપેક્ષા રાખવાથી તથા કઈંક રીતે વીરતીને બાધ કરવાથી અતિચારપણુ ધારી લેવુ

૨ હિરણ્ય સુવર્ણ પ્રમાણાતિક્રમ—સોના રૂપા વિગેરે ધાતુનો નિયમ લીધો હોય, અને તે પ્રમાણનો બીજાને દેવાવડે અતિક્રમ કરવો તે અતિચાર છે

૩ ધન ધાન્ય પ્રમાણાતિક્રમ—ધન ધાન્યનો નિયમ લીધો હોય, અને એ નિયમનો કાળ પુરો થયો ન હોય, તે વખતે ધન અથવા ધાન્યની નિયમથી વધારે પ્રાપ્તી થઇ હોય, તો પોતાનો નિયમ પુરો થાય તેટલો વ-

ખત બીજા પાસે રખાવી મુકવુ તેથી અતિચાર લાગે છે

૪ દ્વિપદ ચતુષ્પદ પ્રમાણાતિક્રમ—દ્વિપદ તથા ચતુષ્પદનો નિયમ લીધો હોય, અને વધારે પ્રાપ્તી થઈ હોય, અને નિયમ સુધીમા પોતાની વતી બીજા પાસે રખાવી મુકવા, તે પણ અતિચાર લાગે છે

૫ કુપ્ય પ્રમાણાતિક્રમ—કુવા વિગેરેના પ્રમાણનુ અતિક્રમ કરવુ તે પણ અતિચાર લાગે છે

## इति पचम परिग्रह विरमणव्रतविचारः समाप्त,

હવે છઠુ દિશિ પરિમાણ વ્રત કહે છે—એટલે તિરછી ચાર દિશી એટલે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચાર દિશિ પાચમી અધો એટલે નીચે, અને છઠી ઉર્ધ્વ એટલે ઉચે એ છ દિશાના ક્ષેત્રનો માન કરીને મોકળા રાખે તે વ્યવહારથી દિશિ પરિમાણ કહીએ.

ચાર ગતિમા ભટકવુ તે કર્મનુ ફળ છે એમ જાણી તેથી ઉદાસીપણે અને સિદ્ધ અવસ્થા ઉપાદેયપણે તે નિશ્ચય દિશિ પરિમાણ વ્રત કહીએ

છઠ્ઠા વ્રતના પાચ અતિચાર—૧ ઉર્ધ્વદિક્ પ્રમાણાતિક્રમ, ૨ અધોદિક્ પ્રમાણાતિક્રમ, ૩ તિર્યક્દિક્ પ્રમાણાતિક્રમ ૪ ક્ષેત્રવૃદ્ધિ, ૫ સ્મૃત્યતર્ધાન આ પ્રમાણે પાચ અતિચારછે

૧ ઉચે આટલી દિશાએ જઇશ અને તેથી વધારે જાય તો ઉર્ધ્વદિક્ પ્રમાણાતિક્રમ અતિચાર લાગે

૨ નીચે આટલી દિશા સુધીમા જઇશ અને તેથી વધારે જાય તો અધોદિક્ પ્રમાણાતિક્રમ લાગે.

૩ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામા અમુક યોજન જઈશ, અને તેથી વધારે જાય તો તિર્યક્દિક પ્રમાણાતિક્રમ અતિચાર લાગે

૪ ક્ષેત્ર વૃદ્ધિ એટલે કોઇએ બધી દિશાઓના સો યોજનથી આગળ ન જવુ એવો નિયમ કર્યો હોય, અને પૂર્વ દિશામા માલ લઇને ગયો હોય, અને સો યોજન ગયા પછી માલુમ પડયુ કે હજુ આગળ જતા માલની કિંમત વધારે આવશે અને સારો નફો થશે, માટે હવે હુ પશ્ચિમમા નેવુ યોજનજ જઇશ એમ મનમા ધારી પૂર્વદિશામા ક્ષેત્ર વૃદ્ધિ કરીને એકસો દશ યોજન સુધી જાય તો તેને વ્રતના સાપેક્ષપણાથી ક્ષેત્ર વૃદ્ધિરૂપ અતિચાર લાગે

૫ સ્મૃતિ એટલે સ્મરણનુ અતર્ધાન—જેમકે કોઇ માણસે પૂર્વદિશામા સો યોજન સુધી જવાનુ પરિમાણ કર્યું હોય, અને જવાના વખતે તેને તે વાત પ્રમાદના લીધે સ્પષ્ટ યાદ ન આવી કે સો યોજનનુ પરિમાણ

કરેલ છે, તેથી આવા ઉભય ભાગે રહેલા સ ગથમાં પચાસ યોજન જવુ જોઈએ તેથી જો આગળ જાય તો અતિચાર લાગે

## इति षष्टम दिक परिमाणव्रत विचारः समाप्त.

હવે સાતમુ ઉપભોગ પરિભોગ વ્રત કહે છે, તે ભો જનથી અને કર્મથી એમ બે પ્રકારે છે. આ ઠેકાણે ઉપ એટલે એકવાર અથવા અદર વપરાય તે ઉપભોગ કહીએ તે અન્ન પાણી વીગેરે જાણુવા. પરિ એટલે વાર વાર અથવા બહાર વપરાય તે પરિભોગ છે તે ધન વસ્ત્ર વીગેરે જાણુવા.

ઉપભોગ પરિભોગ વ્રત એટલે નીયમ કરવો, જેમા શ્રાવકે બની શકે તો પ્રાસુક અને એષણીય આહાર લેવો તેમ ન બને તો અનેષણીય છતા અચિત વાપરવુ, તેમ ન બને તો છેવટે બહુ સાવદ્ય અશન પાન વર્જવા.

સાવદ્ય અશન પાન એટલે બાવીશ અભક્ષ, બત્રીસ અનતકાય, કંદમુળ તુચ્છફળ ( જે ફળમાથી ખાવાનુ થોડુ અને કાઢી નાખવાનુ જાજુ જેમકે જાબુ, સીતાફળ બોર વીગેરે ) વીગેરે સાવદ્યવાળી એટલે પાપવાળી વસ્તુઓનો ઉપયોગ કરવો નહી જે પાપવાળી વસ્તુઓ ખાધા વિના ચાલી શકે તેમ છે આ પાપવાળી વસ્તુઓને નહી વાપરવાથી ૨.

ઈન્દ્રિયનો જય થાય છે તેમ શરીરની આરોગ્યતા રહે છે માટે પાપ યુક્ત વસ્તુઓનો હે શ્રાવિકા બેન જરૂર ત્યાગ કરશો. આ વ્રતનો વિસ્તાર ઘણો છે પણ અહીંઆ ગ્રંથ વધી જવાના ભયથી વધારે કહેતી નથી, પણ અભક્ષ અનંતકાયનો વિચાર અભક્ષ અનંતકાયની ચોપડીથી જાણી લેશો, તેમજ આખા આ વ્રતનો વિસ્તાર ધર્મરત્ન પ્રકરણ ગ્રંથથી જાણી લેશો

હવે આ વ્રતના પાંચ અતિચાર કહે છે, તે અતિચારો સાભળીને હે વહાલી શ્રાવિકા તમો દુર રહેશો, અતિચારો વાચવા તેમ સાભળવા માત્રથી તમારૂ કલ્યાણ થવાનુ નથી કાર્યમા મુકવાથી તમારૂ કલ્યાણ થવાનુ છે

અતિચારોના નામ—૧ સચિતાહાર ૨ સચિતપ્રતિબદ્ધાહાર ૩ અપકવૌષધીભક્ષણતા ૪ દુપકવૌષધીભક્ષણતા ૫ તુચ્છૌષધીભક્ષણતા એ પ્રમાણે સાતમા વ્રતના પાચ અતિચાર જાણવા

જે સચિતનો ત્યાગી અને અચિતનો ભોગી હોય તેને આ અતિચાર જાણવા

વળી સચિત એટલે આબાની ગોટલી વીગેરેમા વળગેલી પડખાની છાલ મોમા નાખીને પડખાની અચિત છાલજ ખાઉં છુ અને સચિત ગોટલુ છોડી દઈશ એવી બુદ્ધિએ

સચિત પ્રતિબદ્ધનો આહાર કરવો તે અતિચાર છે, કેમકે ત્યા વ્રતની અપેક્ષા કાયમ છે સચિત પ્રતિબદ્ધનો સાર એ છે કે, જેમકે એક કેરી હોય તેની છાલ ગોટલુ સાથે હોય ને, ખાય તો સચિતના ત્યાગીઓને અતિચાર લાગે છે

અપકવ એટલે રાધ્યા વગરની ઔષધી એટલે ઘઉં વિગેરે ધાન્ય હોય તેનુ ભક્ષણ કરવુ તે અતિચાર લાગે છે મતલબ કે લોટ કરેલો હોવાથી અચેતન ધારીને સચિત હાથ વાળુ વગર રાધેલુ ખાવાથી અતિચાર લાગે છે

દુ પકવ એટલે કાચી પાકી રાધેલ ઔષધી એટલે શાક વીગેરે અથવા પહુવા વીગેરે ખાવા તે અતિચાર છે

તુચ્છ એટલે પુરી તૃપ્તિ નહિ કરનાર મગની શીગુ વીગેરે હલકી ચીજો ખાવી તે અતિચાર છે

એવી રીતે રાત્રી ભોજન અને માસાદિકના વ્રતમા તથા વસ્રાદિ પરિભોગ વ્રતમા અનાભોગ એટલે ઉપયોગ નહિ રહેવાથી અને લીધેલા નિયમથી વધારે લેવડાવવુ એટલે અતિક્રમાદિકે કરી અતિચાર જાણી લેવા

હવે સાતમુ વ્રત વ્યવહાર તથા નિશ્ચયથી કહે છે— જે એકવાર ભોગવવુ તે ભોગ અને જે વારવાર ભોગવવુ તે ઉપભોગ, તેવી વસ્તુઓનો જે નિયમ કરવો તે વ્યવહાર

ભોગ ઉપભોગ કહીએ અને જે વ્યવહાર નયે કર્મનો કર્તા તથા ભોગતા જીવ છે અને નિશ્ચય નયે તો કર્મનો કર્તા કર્મ છે આત્મા અનાદિનો પરભાવ ભોગી થયો છે તેથી પરભાવ ગ્રાહક અને પરભાવ રક્ષક થયો એટલે આત્માનુ જાણવાપણુ ગ્રહણુ કરવા પણ ભોગવવા પણ બગડે તેથી તે વારે આ આત્મા પરભાવ કર્તા થયો એટલે કે પોતાના આત્માના ગુણુ જ્ઞાન દર્શન અને ચારિત્રથી અકર્તા થયો તે પણ પરભાવ રંગીપણે એટલે પુદ્‌ગલિક વસ્તુમા રંગાઇ જવા પણા વડે કરીને આઠ કર્મનો કર્તા થયો છે પણ સત્તાએ તો પોતાના ગુણુનોજ કર્તા છે પણ ઉપકરણ અવરાણા તેથી પોતાનુ કાર્ય કરી શકતો નથી અને વિભાવને કરેછે એટલે પોતાની દશાને છોડીને પુદ્‌ગલિક ક્રિયા કરે છે આ ઠેકાણે કોઇક પૂછે કે આ બધુ શાથી બને છે તો તે અજ્ઞાન પણાથી બને છે જીવનો ઉપયોગ ભટક્યો છે પણ જ્યારે છે પોતાના જ્ઞાનાદિ ગુણુનો કર્તા ભોક્તા છે એવુ સ્વરૂપ અનુયાયી પરિણામ એટલે પોતાના સ્વરૂપમા રમવાનો જે સ્વભાવ તે નિશ્ચય ભોગોપભોગ વ્રત ત્યાગ જાણવો

હવે આઠમા વ્રતનુ સ્વરૂપ કહે છે, તે સાભળી ઘણા કાળથી તમારી પારકા કામમા ડહાપણ કરવાની ટેવ પડી (ગ) છે, એટલે બીજાના ઘરમા ડાહ્યુ થવુ, અને તેઓને

પાપનો ઉપદેશ આપવો તે તજી દેશો કારણ કે અર્થ એટલે પ્રયોજન, તે જ્યા ન હોય તે અનર્થ અને દ ડ તે જેનાથી આત્મા દ ડાય અથવા પાપબંધાદિ નિગ્રહ તે દ ડ કહીએ એટલે પોતાને જેમા પ્રયોજન ન હોય અને આત્મા પાપથી દ ડાય તે અનર્થ દ ડ સમજવો અનર્થ દ ડ ચાર પ્રકારેછે ૧ અપધ્યાન, ૨ પ્રમાદાચરિત, ૩ હિંસપ્રદાન, ૪ પાપકર્મો પદેશ, એમ ચાર પ્રકારના અનર્થ દ ડથી વિરમવુ તે અનર્થ દ ડ વિરમણ વ્રત કહેવાય છે

અપધ્યાન એટલે કે આ બધા સાથે મળીને કયા જાય છે ? શુ માલ લઇ જાય છે ? કયા જાય છે ? કેટલા ઠેકાણા છે? લેવા દેવાનો કયો વખત છે ? કયા કયા કઈ ચીજ આવે છે ? કોણ લાવે છે ? ઇત્યાદિક પોતાના પ્રયોજન વિના આળ પંપાળ ચીંતવવી તે અપધ્યાન કહેવાય છે

પ્રમાદ એટલે મદ્ય વિષય કષાય નિદ્રા અને વિકથાનુ આચરણ કરવુ તે પ્રમાદાચરિત કહેવાય, ઉપર બતાવેલા પાચે પ્રમાદ સમજવા કેટલાએક ગ્ઝવો એમ સમજે છે કે ઉંઘવુ તે પ્રમાદ, પણ પાચ પ્રકાર સરખા સમજવા, વિષયો સેવતો હોય વિકથા કરતો હોય કષાયને આધિન હોય તો જાગતા છતા પ્રમાદીજ સમજવો, અથવા આળસમા રહી કર્તવ્યને ભૂલી જવુ તે પ્રમાદાચરિત જાણવુ, તે પ્રમાદાચ-

રિત બહુ જીવના નાશના કારણ ભૂત છે તે એ છે કે ઘી, તેલ વીગેરે રાખવાના વાસણો ઉઘાડા રાખવા ઇત્યાદિ

હિંસપ્રદાન એટલે જેનાથી હિંસા થાય એવી ચીજો અગ્નિ ઘટી ઘટલો કોસ કુહાડી ચપ્પુ વિષ વિગેરે જે આવી ચીજો બીજાને આપવાથી હિંસા થાય છે માટે તેને હિંસ પ્રદાન કહીએ

ખેડ કરવી, મકાન બધાવવુ, એ વીગેરે પાપના હેતુ હોવાથીતેવો ઉપદેશ બીજાને દેવો એટલે તમો ખેડ કરો બગી ચો વાવો બગલો બધાવો વીગેરે પાપકર્મોપદેશ સમજવુ

એ પ્રમાણે ચાર પ્રકારે અનર્થ દંડ છે તેથી વિરમવુ તે અનર્થ દંડ વિરમણ કહીએ. અનર્થદંડ વિરમણ વ્રતના પાચ અતિચાર — ૧ કંદર્પ ૨ કૈકુચ્ય ૩ મૌખર્ય ૪ સ યુક્તાધિકરણતા અને ૫ ઉપભોગ પરિભોગાતિરેક એ પ્રમાણે પાચ અતિચાર જાણવા

કંદર્પ એટલે કામ તેને જગાડનારા હાસ્યવાળા વચન બોલવા એટલે જેનાથી વિષય ઉત્પન્ન થાય એવા પ્રકારની મશ્કરી કરવી તે કંદર્પ કહેવાય માટે હે શ્રાવિકા બેન, સરખી બ્હેનપણીઓ મળીને આવા વચનો ન બોલવા, કારણકે શ્રાવિકાના મુખમા પાપ ભરેલા શબ્દો શોભે

મુખે બકવો કરનારને મુખર એટલે વાચાલ કહે છે તેનુ કામ તે મૌખર્ય, એટલે કે બીજાને માઠુ લાગે એવુ અસત્ય સબધ વિનાનુ બકવુ તે મૌખર્ય કહેવાય છે આ અતિચાર પાપ કર્મ ઉપદેશનો છે કેમકે બીજાને ભલુ લગાડવા માટે જુઠુ બોલવુ જેથી મને સારો કહેશે આવુ મનમા ધારી પાત્રકાને રૂચે તેવુ બોલવુ તે પાપ કર્મનો ઉપદેશ સભવે છે

જેનાવડે આત્મા પાપનો અધિકારી થાય તેને અધિકરણ કહીએ કોસ કુહાડી સાબેલુ ઘરઘટી વીગેરે તૈયાર કરી રાખવા તે સયુક્તાધિકરણ કહેવાય તો તે શ્રાવકને ન રાખવા, કેમકે તેવા તૈયાર અધિકરણને જોઇને બીજો પણ માગવા તૈયાર થાય આ હિંસા પ્રદાનનો અતિચાર છે

ઉપભોગ પરિભોગાતિરેક એટલે ઉપભોગ પરિભોગનુ અધિકપણુ તે ઉપભોગ પરિભોગાતિરેક કહીએ અહીપણુ એ જાણવાનુ છે કે પોતાને ઉપયોગમા આવે તેથી વધારે તાબુલ એટલે સોપારી એલચી પાન વીગેરે મોદક એટલે લાડુ પેડા મેસુર વીગેરે પકવાન ભાજીઆ ઢેકળા વીગેરે ઉપભોગના એટલે ખપના અગો તળાવ વિગેરે સ્થળે નહી લઇ જના તેથી પોતાને નિરર્થક કર્મબધનો દોષ લાગે આપણા વિષય રૂપ હોવાથી પ્રમાદાચરિતનો અતિચાર જાણવો

અપધ્યાનવનમા અનાભોગાદિકે કરી એટલે અજાણપણે પ્રવૃતી થાય તે અતિચાર છે એ રીતે કદર્પ વિગેરેમા જાણી જોઇને પ્રવૃતી કરે તો ભગ જાણવો

હે શ્રાવિકા બેન આ આઠમા વ્રતમા અતિચારથી દુર રહેજો, નાહક પાપમા પડશો નહી

હવે આઠમુ વ્રત વ્યવહાર તથા નિશ્ચયથી કહે છે, જે કામ વિના જીવનો વધ કરવો પારકા માટે આરભ પ્રમુખ કરવાની આજ્ઞા આપવી એટલે પોતાની મોટાઈની ખાતર કેટલીએક બેનો આરભના કામો એટલે આટલુ અથાણુ કર આ પ્રમાણે ઘર બધાવો વીગેરે કામો માટે આજ્ઞા આપે છે તો તે વ્યવહારથી અનર્થ દ ડ કહેવાય

શુભ અશુભ કર્મ તે મિથ્યાત્વ અવિરતિ કષાયના યોગથી બધાય છે તેને જીવ આપણા કરી જાણે એને નિશ્ચયથી અનર્થ દ ડ કહીએ

હે શ્રાવિકા બેન આ અનર્થ દ ડ અતિચારથી તમો દુર રહેજો કારણ કે પોતાના ઘરનુ કામ કર્યા વિના ન ચાલે પણ પારકાને ઘરે ડહાપણ કરી અતિચાર લગાડવો નહિ કારણ કે તે આપણુ કર્તવ્ય નથી

હે સુજ્ઞ શ્રાવિકા ! હવે નવમુ સામાયિક વ્રત કહે છે સમ એટલે રાગ દ્વેષ રહિત જીવનો આય એટલે લાભ તે

સામાયિક પુરૂષ પ્રતિક્ષણે ચિંતામણી અને કલ્પવૃક્ષથી અધિક પ્રભાવવાળા અને નિરૂપમ સુખના હેતુભૂત અપુર્વ જ્ઞાન દર્શન અને ચારિત્રના પર્યાયથી જોડાય છે પ્રયોજન જે ક્રિયાનુષ્ઠાનનુ તે સામાયિક કહેવાય છે તે સાવદ્ય પરિત્યાગ અને નિરવદ્યનો સ્વીકારરૂપ વ્રત વિશેષરૂપ છે ગૃહવાસ રૂપ મહાન સમુદ્રના નિરંતર ઉછળતા મોટા અનેક કામોના તરંગે ચાલતા હોવાથી પડતી ચક્રીઓ વડે થતી આકુલતાને તેમજ અતિ પ્રચંડ મોહરાજાના જોરને તોડવા મહા યોદ્ધા સમાન આ સામાયિક સર્વ આરંભમા પ્રવર્તનાર ગૃહસ્થે દરરોજ ઉપર બતાવ્યા પ્રમાણે લાભ થાય તેવુ અવશ્ય કરવુ જોઈએ કારણ કે કેટલીએક વખત આધુનિક સમયમા મોઢે મુહપતિ રાખીને બોલવાનો રીવાજ ઘણોજ ઓછો જોવામા આવે છે પણ મુહપત્તિ એટલે મુખે રાખવાનુ કપડુ જેથી વાયુકાયના જીવોની રક્ષા થાય, ઉઘાડે મોઢે બોલવાથી વાયુકાયના જીવોની હાની થાય, માટે સામાયિકમા તથા પૌષધમા મોઢે મુહપત્તિ રાખ્યા વિના બોલવુ નહિ જે માટે પરમ મુનિઓએ કહ્યુ છે કે સાવદ્ય એટલે પાપના યોગને વર્જવા માટે કેવળીએ સામાયિક બતાવ્યુ છે તે ગૃહસ્થનો ઉત્કૃષ્ટ ધર્મ છે એમ જાણી પંડિત પુરૂષોએ ઉત્તમ અર્થ સાધવા માટે આત્મહિત કરવુ

હે બેન આત્મહિત માટે ગૃહસ્થને સામાયિક ખરેખર

ઉત્તમ આલબન છે માટે એક રાત એક દિવસની અંદર પરભવના ભાતારૂપ એક સામાયિક દરેક મનુષ્યોએ કરવુ જોઇએ જેથી જ્ઞાનની પણ પ્રાપ્તિ કરી શકાય છે જેમ કે આપણે બે ઘડીનુ કરેમીભતે ઉચરીને બેશીએ તો ત્યાર પછી ગમે તેવુ કામ આવ્યુ હોય અથવા ગમે તેવો સગો સબધી સ્નેહી અથવા શેઠ મળવા કે બોલાવવા આવ્યો હોય તો પણ તે બે ઘડીમા ભણવામા તથા આત્મહિતમા તેઓ અતરાય પાડી શકે નહિ

જો સામાયિક ન ઉચર્યું હોય અને ભણવાનો દ્રઢ નિશ્ચય કર્યો હોય કે મારે એક કલાક સુધી ભણવુ છે, પણ તે નિયમ સાચવી શકાય નહિ, કોઇ કામ આવ્યુ હોય કે તરત ઉઠવુ પડે, માટે આજ કાલ કેટલાએક શુષ્કજ્ઞાનીઓ ધ્યાનનુ નામ લઇ સામાયિક નથી કરતા, પણ જો ઉપરનુ રહસ્ય સમજે તો હુ ધારૂ છુ કે તેના પરિણામમા ફેર પડે, કારણ કે કહેવ છે કે સામાયિક કરે છે તે શ્રાવક સાધુના સમાન થાય છે

સામાયિક જાતના પાચ અતિચાર—મન વચન અને કાયાના અણિધાન રૂપ ત્રણ અતિચાર ચોથો સ્મૃતિ અકરણ પાચમો અનવસ્થિત સામાયિક આ પ્રમાણે પાચ અતિચાર છે તે વર્જવા યોગ્ય છે

મન વીગેરેનુ' દુ ખ પ્રણિધાન તે અજાણુપણાદિકે કરી પાપવાળી ચિ તાદિકમા પ્રવર્તવુ' તે છે

સ્મૃતિ અકરણુ એટલે કે અતિપ્રમાદથી એટલુ પણુ ન સભારે કે આ વેળાએ સામાયિક કરવુ છે અથવા કર્યુ છે કે નથી કર્યુ મોક્ષ માટેના અનુષ્ઠાનમા સમૃતિ ખાસ રાખવી જોઇએ

અનવસ્થિન કરણુ એટલે કે જે કરવા પછી તરત તજે, અથવા જેમ તેમ અનાદરવાન થઈ તે કરે, તેનુ તે કામ અનવસ્થિત કરણુ કહેવાય. જે માટે કહેલુ છે કે, સા માયિક લઇને સામાયિકમા ઘરની ચિ તા કરે, ઇચ્છા મુજબ બોલે, અને શરીરને પણુ વશમા ન રાખે, તેનુ સામાયિક નિષ્ફળ થાય છે વળી હે બેન ! તમોને વ્યવહારથી તથા નિશ્ચયથી સામાયિક વ્રત કહુ છુ

જે મન વચન અને કાયાના આરભને ટાળી નિરારભ પણે વરતે, તે વ્યવહારથી સામાયિક જાણુવુ

જે જીવના જ્ઞાન દર્શન ચારિત્ર ગુણુ વિચારે, સર્વ જીવના ગુણુની સત્તા એક સરખી જાણી સર્વ જીવ સાથે સમતા પરિણામે વરતે, તે નિશ્ચયથી સમતા રૂપ સામાયિક કહીએ.

હે શ્રાવિકા બેન! આ સામાયિકનુ સ્વરૂપ જાણી તેના અતિચારોથી દૂર રહેજો, અને વ્યવહાર તથા નિશ્ચયના સ્વરૂપને જાણી આત્મહિત કરશો એવી હુ આશા રાખુ છુ તમારૂ સામાયિક દેખીને બીજી બીજી શ્રાવીકાઓ પણ ઉત્તમ પ્રકારનુ સામાયિક કરે એવુ અનુકરણ કરવા લાયક સામાયિક કરશો એવી હુ તમોને ભાર દઇને ભલામણ કરૂ છુ

શ્રાવિકા—હે બુદ્ધિશાળી ભાવદયાવાન ગુરૂણીજી મહારાજ! આપે ખરેખર આજે મારો ઉદ્ધાર કર્યો છે કારણ કે અત્યાર સુધી હુ સામાયિકના સ્વરૂપને જાણતી ન હતી, તેથી સામાયિકનો લાભ જોઇએ તેવો મેળવી શકી નથી પણ હવેથી હુ આપના ઉપદેશ અનુસાર સામાયિક કરીશ હવે મને દસમુ વ્રત સમજાવવા કૃપા કરશોજી

સાધ્વીજી—હે જીજ્ઞાસુ શ્રાવિકા! તમારી પુછવાની વધતી વધતી ઈચ્છા જાણી મને ઘણો સતોષ થાયછે બેન! જો તમારી જેવી શ્રાવિકા હોય તો ખરેખર શાસનની ઉન્નતિ થાય, કારણ કે શાસનની ઉન્નતિનો આધાર તમારાજ હાથમા છે કેમકે જો તમો નીતિ તથા ધાર્મિક જ્ઞાનવાળા હો તો તમારા પુત્ર પુત્રીઓ પણ ઉત્તમ પ્રકારના થાય, અને તેજ પુત્ર પુત્રીઓમાથી શ્રાવક શ્રાવિકા સાધુ અને સાધ્વી પણ ઉત્તમ પ્રકારના થાય

હવે શાસ્ત્રકાર દસમુ દેશાવકાશિક વ્રત કહે છે– રાખેલી દિશાઓના પરિમાણુનો સ કોચ કરવો તે દેશાવકાશિક જાણુવુ આ વ્રતને વિષે પાચ અતિચાર વર્જવાના છે તે આ પ્રમાણે છે ૧ આનયનપ્રયોગ ૨ પ્રેષ્યપ્રયોગ ૩ શબ્દાનુ પાત ૪ રૂપાનુપાત અને ૫ બહિષ્પુદ્ગલ પ્રક્ષેપ

આનયન એટલે ઉપાશ્રય વીગેરે ચોક્કસ સ્થાને રહીને દિશિ પરિમાણુને સ કોચ્યા બાદ જ્યારે વ્રતના ભ ગના ભયે પોતે બહાર ન જતા બીજા મારફત મોકલાવી, જોઈતી વસ્તુ આણુવાનો પ્રયોગ કરે તે આનયન પ્રયોગ કહેવાય

પ્રેષ્ય પ્રયોગ એટલે ચાકરને ધારેલા ક્ષેત્રથી બહાર મોકલવો, તે પ્રેષ્ય પ્રયોગ કહેવાય

ધારેલા ક્ષેત્રથી બહાર ઉભેલા કોઇને જોઇને વ્રત ભા ગવાના ભયે સીધુ બોલાવી શકે નહી, તેથી તેને બોલાવવા ખાતર ખોખારો કરે તે શબ્દાનુપાત કહેવાય અને કોઇ પણુ એવુ ચિન્હ કરે કે, સામો માણુસ સમજી જાય એવા પ્રયોગને રૂપાનુપાત પ્રયોગ કહે છે

અમુક માણુસને બોલાવવા ખાતરજ ક્ષેત્રથી કાકરો નાખે, પત્થર ફેંકે, એવા પ્રયોગને બહિષ્પુદ્ગલ પ્રક્ષેપ કહે છે આ રીતે પાચ પ્રકારે દેશાવકાશિક વ્રતને અતિચાર લાગે આ વ્રત કરવાની મતલબ એ છે કે, જતા આવતા જીવણા

તાદિક આરંભ લાગે, ત્યારે તે આરંભ પોતે કરે અને બી જાને કરાવે, તે પરમાર્થે કાંઇ ફરક નથી, ઉલટું પોતે ચાલે તો ઈર્યાપથ શોધવાથી ગુણ છે, અને બીજો માણસ અજાણ હોય જેથી જેમ તેમ ચાલે, માટે વધારે મનને દોષ લાગે.

હવે વ્યવહારથી તથા નિશ્ચયથી દશમું વ્રત કહે છે- જે મન વચન અને કાયાના યોગને એકાગ્ર કરી એક સ્થાને બેસીને ધર્મધ્યાન કરવું તે વ્યવહાર દેશાવકાશિક કહીએ અને જે શ્રુતજ્ઞાને કરી છ દ્રવ્ય ઓળખીને એટલે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાળ અને જીવ એ છ દ્રવ્યમાંથી જીવ વિના પાંચ દ્રવ્યનો ત્યાગ કરે, અને જ્ઞાનવંત જીવને ધ્યાવે તે નિશ્ચયથી દેશાવકાશિક કહીએ

હવે અગીયારમું પૌષધ વ્રત કહે છે—પોષ એટલે પુષ્ટી, તે ધર્મની પુષ્ટી જાણવી, તેને જે ધરે એટલે કરે તે પૌષધ વ્રત કહેવાય, આ વ્રત વિશેષ આઠમ ચૌદશ પુનમ અને અમાવાસ્યાને વિષે કરાય છે પૌષધ ચાર પ્રકારે છે ૧ આહારપૌષધ ૨ શરીર સત્કાર પૌષધ, ૩ બ્રહ્મચર્ય પૌષધ, ૪ અવ્યાપાર પૌષધ, તે દરેક દેશથી તથા સર્વથી એમ બે પ્રકારે છે

પૌષધ લેતા આહાર અને શરીર સત્કારનો દેશથી તથા સર્વથી ત્યાગ કરવાનો છે, અને બ્રહ્મચર્ય તથા અવ્યાપારનું

દેશથી તથા સર્વથી પાલણ કરવાનુ છે, તેના પાચ અતિચાર છે ૧ અપ્રત્યુપેક્ષિત, ૨ દુપ્રત્યુપેક્ષિત, ૩ શય્યાસસ્તારક ૪ અપ્રમાર્જિત, ૫ દુપ્રમાર્જિત આ પાચે અતિચાર વર્જવાના છે

આખે નહિ જોએલુ તે અપ્રત્યુપેક્ષિત કહેવાય પ્રમાદી બનીને આખવડે બરાબર નહિ જોએલુ તે દુપ્રત્યુપેક્ષિત કહેવાય રજોહરણાદિકથી અણપડીલેહવુ તે અપ્રાર્જિત અને રજોહરણાદિકથી નહિ પડીલેહવુ તે દુપ્રમાર્જિત જાણવુ બીજા અર્થ સુગમ છે અહીંઆ કોઇ પુછે કે પૌષધવાળા શ્રાવકને શુ રજોહરણ પણ હોય ? તો તેના ઉત્તરમા કહેવાનુ એ છે કે, હોય જે માટે શ્રાવકની સમાચારી બોલતા આવશ્યક ચૂર્ણિકારે કહ્યુ છે કે, સાધુઓ પાસેથી રજોહરણ માગી લેવુ અગર જો ઘરે સામાયિક કરે તો તેને ઉપધાહીક રજોહરણ હોય છે.

શયન તે સુવાની શય્યા જાણવી. એટલે સથારો, તેના માટે સસ્તારક તે શય્યા સસ્તારક કહેવાય.

પૌષધનુ સમ્યક્ અપાલન એટલે નહિ પાળવાપણુ ત્યારે થાય કે જ્યારે ઉપવાસી થઇને પણ મન થકી આહાર ઇચ્છા કરે, અગર પારણામા પોતા સારૂ સારી રસોઇ કરાવે તથા શરીરમા કેશ રોમાદિકને શૃગાર બુદ્ધિથી ઉચા નીચા સ્થાપે

એટલે પોસો કરવો હોય તે દિવસે ચોટલો વાળે અથવા વાળ સારા દેખાય એમ બરાબર ઓળીને ગોઠવે તે સમજવુ, મનથકી અવદ્ય કે સાવદ્ય વ્યાપાર સેવે.

શ્રાવિકા—હે ગુરૂણીજી મહારાજ ! આપે ચાર પ્રકારનો પૌષધ કહ્યો તે ચાર પ્રકારના પૌષધનો અર્થ સમજાવવા કૃપા કરશોજી

સાધ્વીજી—આહાર પૌષધ બે પ્રકારે એટલે એકાસણુ, આયબીલ, નીવી કરવી તે દેશથી આહાર પૌષધ, અને સર્વથા આહારનો ત્યાગ કરવો તે સર્વથી આહાર પૌષધ કહેવાય

શરીર સત્કાર પૌષધ બે પ્રકારે છે એટલે શ્રાવકને સર્વથા શરીર સત્કારનો ત્યાગ કઠીન પડે પણ હે શ્રાવિકા ! જે દિવસે પૌષધ કરવો હોય, તે દિવસે શરીર શોભે તેવા કપડા નહિ પહેરતા સાદા કપડા પહેરવા, તેમજ તે દિવસે હમેશા કરતા વધારે આભૂષણો પહેરવા નહિ અને બ્રહ્મચર્ય સર્વથા પાળવુ ઘર સબંધી પાપવાળા વ્યાપારનો સર્વથા ત્યાગ કરવો એટલે પૌષધની અંદર ઘરની વાતચીતનો તથા આદેશ વિગેરે દેવા નહિ, તે અવ્યાપાર પૌષધ સમજવો.

હવે હુ તમોને વ્યવહાર તથા નિશ્ચયથી પૌષધવ્રત કહુંછુ—જે ચાર પહોર એટલે એક દિવસ સુધી, અને આઠ પહોર એટલે એક દિવસ તથા એક રાત સુધી સમતા પરિણામે એટલે ક્રોધ, માન, માયા લોભનો ત્યાગ કરી, પાપ છોડી આરંભ વિના સજ્ઝાય ધ્યાનમા પ્રવર્તે, એટલે પૌષધની અંદર પોતે પ્રમાદ કરે નહિ, બીજાને કરતા અટકાવે, જ્ઞાન દર્શન તથા ચારિત્રની વૃદ્ધિ થાય તેમ વરતે તે વ્યવહાર પૌષધ વ્રત કહીએ,

પોતાના જીવને જ્ઞાનધ્યાનથી પોષીને પુષ્ટ કરે, તે નિશ્ચયથી પૌષધવ્રત કહીએ

જીવને પોતાના ગુણો વડે એટલે જ્ઞાન દર્શન ચારિત્ર વડે પોષીએ એટલે પુષ્ટ કરીએ તેને પૌષધ કહીએ

હે શ્રાવિકા બેન ! આ પૌષધવ્રત મે કહ્યુ તે પ્રમાણે કાર્યમા મુકશો, ત્યારે તમારા આત્માનુ કલ્યાણ થશે, અને મારો પરિશ્રમ પણ ત્યારેજ સફળ થશે

હવે હુ તમોને બારમુ અતિથિ સંવિભાગવ્રત કહુ છુ— તે ધ્યાનપૂર્વક સાભળશો.

તીથિ એટલે પર્વ, એટલે અમુક તીથિ આવી, અમુક પર્વ આવ્યુ, વિગેરે લૌકિક વ્યવહાર છોડીને એટલે

બધા દિવસ સરખા જાણીને વર્તનાર તેને અતીથિ કહીએ. તે શ્રાવકને ત્યાં ભોજન વેળાએ આવેલો સાધુ જાણવો. જે માટે કહ્યું છે કે, જે મહાત્માએ તીથિ પર્વના સર્વ ઉત્સવ ત્યાગ કર્યા હોય, તેને અતીથિ જાણવો. એટલે સાધુ મુનિ મહારાજ જાણવા, અને બાકીનાને અભ્યાગત જાણવા. તે અતિથિને સંગત એટલે નિર્દોષ, એટલે ન્યાયાર્જિત, એટલે ન્યાયથી પેદા કરેલી લક્ષ્મી હોવી જોઈએ. તથા કલ્પનીય એટલે બેતાલીસ દોષ રહિત અથવા સાધુના માટે નહિ બનાવેલી પણ પોતાને માટે એટલે શ્રાવક શ્રાવિકા માટે બનાવેલી જે વસ્તુ હોય તે વસ્તુ શ્રદ્ધા અને સત્કાર પૂર્વક ભાગ એટલે અંશ આપવો, તે અતીથિ સંવિભાગ કહેવાય. આ ઠેકાણે ભાગ આપવાનુ એ કારણ છે કે જેથી પશ્ચાત કર્મ કરવુ ન પડે. એટલે સાધુ વધારે વહોરી જાય, અને શ્રાવકને ઘટી પડે, જેથી પાછળથી રસોઈ કરવી પડે, તેવી રીતે ન બનવુ જોઈએ.

શંકિકા—હે ગુરુજી ! આ ઠેકાણે મને એક શંકા થાય છે, તો જો આપની આજ્ઞા હોય તો પુછુ

સાધ્વીજી—હે શ્રાવિકા ! સુખેથી જે શકા હોય તે પુછો, તમારા પુછવાથી અને ઘણોજ આનદ થાય છે

શ્રાવિકા—હે ગુરૂણીજી મહારાજ ! આપે કહ્યુ કે શ્રાવકનો માટે બનાવેલી વસ્તુ સાધુઓએ લેવી તે કલ્પનીય કહેવાય તો અમો આપની ભક્તિ નિમિત્તે આપના માટે ઉત્તમ પ્રકારની વસ્તુ કે પકવાન્ન વીગેરે બનાવીએ તો તે આપને કલ્પે કે કેમ ? તે કૃપા કરી સમ જાવશોજી

સાધ્વીજી—હે સુજ્ઞ શ્રાવિકા ! અમારી ભક્તિ નીમિત્તે અમારા માટે કરેલો, અને જેમા અમારી ખાસ મુખ્યતા હોય, તેવા પ્રકારનો આધાકર્મી આહાર જ્યા સુધી અમોને પવિત્ર આહાર મળે ત્યા સુધી તો અમોને બીલકુલ ખપે નહિ કારણ કે મહાવીર પરમાત્માએ આધાકર્મી આહારને વિષ સમાન કહેલ છે વિષ તો સારૂં, કે એકજ ભવના દ્રવ્યપ્રાણને લે છે, પણ આધાકર્મી આહારરૂપ વિષ તો અમારા રત્નચિતામણીથી અધિક પચમહાવ્રત તથા અમારા જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ભાવપ્રાણને હણે છે માટે અમારી ભક્તિ નિમીત્તે ખાસ અમારા માટે બનાવેલ ઉત્તમ પ્રકારના પકવાન રસેન્દ્રિયને આધીન થઇ લેવા કરતા દોષ રહિત સુકો રો-

ટલો લેચો તે અમોને એટલે સાધુઓને કલ્પનીય છે તમો અશુદ્ધ આહાર કરો, એટલે અમારા માટે ખાસ પકવાન વીગેરે બનાવો અને અમો વહોરી જઇએ તોજ તમો ફરીથી આ પ્રમાણે અશુદ્ધ આહાર બનાવો પણ જો અમો તે આહાર ન લઈએ તો તમો ફરીથી કોઇ દિવસ અશુદ્ધ આહાર બનાવો નહિ કારણ કે ગૃહસ્થોને પેમા બહુ વહાલા હોય છે, માટે તમો બગાડ થાય, તે સહન કરી શકો નહિ માટે અમારે અશુદ્ધ આહાર લઇને તમોને તે પ્રમાણે કરવાનુ ઉત્તેજન આપવુ નજ જોઇએ માટે હે ચતુર બેન ! તમો રાગને વશ થઇ કોઈ દિવસ અશુદ્ધ આહાર વહોરા વશો નહિ જે આહાર આપવાથી તમારૂ અને અમારૂ કલ્યાણ થાય તેવો પવિત્ર આહાર અમોને વહોરાવશો

શ્રાવિકા—હે પરમોપકારી મારા જેવા અજ્ઞાનીનો ઉદ્ધાર કરનાર ગુરૂણીજી મહારાજ ! મે અજ્ઞાનવશાત્ તથા રાગવશાત્ અશુદ્ધ આહાર આપેલ છે પણ આજે આપનો અમૃતમય ઉપદેશ સાભળ્યો, જેથી હવે પછી કોઇ દીવસ અપવિત્ર આહાર વહોરાવીશ નહિ, પણ પવિત્ર આહાર વહોરાવીશ. હવે મને બારમુ વ્રત સ મજાવવા કૃપા કરશોજી

સાધ્વીજી—હવે હુ આપની મુળ વાત ઉપર આવુ છુ, તો લક્ષ દઇ સાભળો બારમા વ્રતને વિષે પાચ અતિચાર વર્જવાના છે તે નીચે પ્રમાણે જાણવા

૧ સચિત નીક્ષેપ ૨ સચિત પિધાન ૩ કાળાતિક્રમ ૪ પરવ્યપદેશ ૫ મત્સરીકતા આ પ્રમાણે બારમા વ્રતના પાચ અતિચાર જાણવા

સચિત પ્રથમ દ્રવ્યાદિકમા સાધુને દેવાની વસ્તુ રાખી મુકવી તે સચિત નિક્ષેપ કહીએ તેવીજ વસ્તુને સચિત ફળથી ઢાકી રાખવી તે સચિત પિધાન કહીએ

કાળ એટલે સાધુને ઉચિત ભીક્ષાના સમયનો અતિક્રમ એટલે નહિ દેવાની ઇચ્છાથી આગળ અથવા પાછળ ખાઈ લેવુ એટલે સાધુના વહોરવાના વખત પહેલા અથવા પછીથી રસોડુ ચોખુ કરી દેવુ તે કાળાતિક્રમ કહીએ

પર એટલે બીજાનુ છે એમ વ્યવપદેશ કરવો એટલે કે સાધુને દેવા યોગ્ય વસ્તુ પોતાની હોવા છતા નહિ દેવાની ઈચ્છાથી પારકી કહેવી તે પર વ્યવપદેશ કહીએ

મત્સર એટલે સાધુએ કાંઈ વસ્તુ માગી હોય તો તપી જવુ અથવા અમુક માણસ ગરીબ છતા આપે છે તો શુ હુ એનાથી હીન છુ અથવા શુ આપવાની મારામા શક્તિ નથી ? અરે તે કોણ ચાકડો દેનાર, તે નિર્ધન છતા આપે છે

તો હું શું ન આપી શકુ આવી રીતે અહંકારની અંદર ગરકાવ થવુ એટલે અભિમાનથી ટટાર થવુ તે મત્સરવાળો હોય તે મત્સરીક અને મત્સરીકપણુ તે મત્સરીકતા કહે વાય એ પ્રમાણે બારમા વ્રતના પાચ અતિચારના અર્થ સમજી દૂર રહેવું.

હવે વ્યવહારથી તથા નિશ્ચયથી બારમુ વ્રત કહે છે જે પૌષધને પારણે અથવા હમેશા સાધુ તથા જૈનધર્મી શ્રાવકને પોતાની શક્તિ પ્રમાણે દાન દેવુ, સાધુ ન હોય તો સ્વામીભાઇને જમાડવુ તે વ્યવહારથી અતીથિસંવિભાગ કહીએ અને પોતાના જીવને અથવા શિષ્યને જ્ઞાનનુ દાન તે ભણવુ ભણાવવુ સાભળવુ તથા સંભળાવવુ એટલે જેમ બને તેમ જ્ઞાનનો અભ્યાસ કરવો બીજાને કરાવવો બીજા જીવો ભણી શકે તેવા ન હોય તો તેવા જીવોને હેતુ દ્રષ્ટાંત આપી જ્ઞાનની પ્રાપ્તિ કરાવવી, કારણ કે જ્ઞાન વિના મનુષ્યો પણ પશુ સમાન જાણવા. કહ્યુ છે કે—

किं कुलेन विशालेन, विद्याहीनस्य जन्मना,
सविद्य. पूज्यते लोके, निर्विद्य. पराभूयते,

અર્થ—

વિદ્યા રહિત માણસના વિશાળ કુળથી અને જન્મથી

શું ? કારણ કે વિદ્યાવાળો માણસ લોકમા પૂજાય છે, અને વિદ્યારહિત પરાભવ પામે છે

विद्या नाम नरस्य रूपमधिकं, प्रच्छन्नगुप्तं धनं,
विद्या भोगकरी यशःसुखकरी विद्यागुरूणां गुरुः
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः

અર્થ—વિદ્યા એ મનુષ્યનુ અધિક રૂપ તથા ગુપ્ત ધન ઠાર છે ભોગને આપનારી અને યશ અને સુખ કરનારી વિદ્યા છે, વિદ્યા ગુરૂઓનો ગુરૂ છે, વિદ્યા પરદેશમા બધુ સમાન છે, વિદ્યા એ મોટો દેવ છે, અને વિદ્યા રાજાઓમા પૂજાએલી છે, પણ ધન પૂજાએલુ નથી, માટે વિદ્યા વગરનો મનુષ્ય પશુ સમાન જાણવો

ઉપર કથન મુજબ વિદ્યા એટલે જ્ઞાન શ્રેષ્ઠ કહેલુ છે માટે તેની ઉપાસના દરેક શ્રાવક શ્રાવિકાઓએ અવશ્ય કરવી ઉપાસના એટલે ભણવુ, ભણાવવુ અને ભણતાને સાધન વિગેરે આપી અનુમોદન કરવુ, તે નિશ્ચયથી અતિથિ સવિભાગ વ્રત કહીએ.

જે શ્રાવક સમકિત સહિત નિશ્ચયથી તથા વ્યવહારથી બાર વ્રત ધારણ કરે, તે જીવને પાંચમે ગુણસ્થાને દેશ વિરતિ શ્રાવક કહીએ

હે વહાલી શ્રાવિકા બેન આજે જે બાર વ્રત તમોને પણ વિસ્તાર પુર્વક કહ્યા છે તે માત્ર સાંભળવાથી તમારૂ કલ્યાણ થશે નહી, પણ જો કાર્યમા એટલે ક્રિયામા મુકશો તો તમારૂ શ્રેય થશે અને મારા પરિશ્રમની સફલતા થશે આ બારવ્રત શ્રીમાન્ દેવેન્દ્ર સૂરી વિરચિત શ્રી ધર્મરત્ન પ્રકરણમાથી કહ્યા છે તે દરેક વ્રતના પાચ પાચ અતિચાર તથા આગમસારમાથી વ્યવહારથી અને નિશ્ચયથી બારવ્રત પ્રકરણ રત્નાકર ભાગ પહેલામાથી કહ્યા છે તે બ ને ગ્ર થોમાથી સક્ષેપ રીતે સાર ખેચી કહ્યો છે, વધારે રૂચિવત જીવોએ તે બ ને ગ્ર થો વાચી જોવા

શ્રાવિકા—હે પૂજ્યપાદ ગુરૂણીજી મહારાજ ! આપે બારવ્રત તથા તેના અતિચાર તથા વ્યવહારથી અને નિશ્ચયથી સમજાવી ખરેખર મારા ઉપર ભાવ દયા વરસાવી છે અને મારો અજ્ઞાન રૂપી અ ધકારમાથી ઉદ્ધાર કર્યો છે જે ઉપકારનો બદલો હુ વાળી શકનાર નથી પણ હે ગુરૂજી હજી મને આગળ શ્રાવક સ બધી ગુણ સમજાવવા કૃપા કરશોજી,

સાધ્વીજી—હે જીજ્ઞાસુ શ્રાવિકા તમારી વધારે પુછવાની ઇચ્છાથી શ્રાવકના એકવીશ ગુણ શાસ્ત્રકાર કહે છે તે સાભળીને શ્રાવકના ગુણોપ્રાપ્ત કરવા માટે હમેશા પ્રયત્ન કરશો કારણકે પ્રયન્ન કરવાથી મનોકામના પુર્ણ થાય છે જેથી તમોને જરૂર ગુણોની પ્રાપ્તિ થશે આ મારો ઉપદેશ તથા તમારૂ સાભળવુ ત્યારેજ સફળ થશે કે જ્યારે તમો તે ગુણોને મેળવવા પ્રયત્ન કરશો તો, શ્રાવકના એકવીશ ગુણો પામશો તે ગુણોના નામ નીચે પ્રમાણે છે—૧ અક્ષુદ્ર ૨ રૂપવત્ ૩ પ્રકૃતિ સોમત્વ ૪ લોકપ્રિય ૫ અક્રુર ૬ ભીરૂત્વ ૭ અશઠ ૮ સુદાક્ષિણ્ય ૯ લજ્જાળુ ૧૦ દયાળુ ૧૧ મધ્યસ્થ સોમદ્રષ્ટિ ૧૨ ગુણરાગી ૧૩ સત્કથા ૧૪ સુપક્ષયુક્ત ૧૫ દીર્ઘદર્શિત્વ ૧૬ વિશેષજ્ઞ ૧૭ વૃદ્ધાનુરાગ ૧૮ વિનય ૧૯ કૃતજ્ઞતા ૨૦ પરહિતાર્થકારી અને ૨૧ લબ્ધલક્ષ્ય આ પ્રમાણે શ્રાવકના એકવીશ ગુણના નામ જાણ્યા હવે તે દરેક ગુણોનો સક્ષેપથી અર્થ કહુ છુ તે તમો ધ્યાન દઇને સાભળશો અને તે ગુણોની પ્રાપ્તિ કરવા સદૈવ પ્રયત્ન કરશો,

૧ અક્ષુદ્ર—ક્ષુદ્ર એટલે અગભીર અર્થાત્ ઉછાછળી બુદ્ધિવાળો જે હોય તે ધર્મ સાધી શકે નહિ માટે જે સ્વપરનો ઉપકાર કરના સમર્થ હોય એવો અક્ષુદ્ર

એટલે ગંભીર માણસ સમજવો. કારણ કે ગંભીર પુરૂષ સુક્ષ્મ વાતને સમજનાર અને બરોબર વિચારીને કામ કરનાર હોવાથી પોતાને અને પરને ઉપકાર કરવા સમર્થ થાય છે, માટે શ્રાવકોએ પ્રથમ ગંભીર ગુણ ધારણ કરવો.

૨ **રૂપવત્** એટલે રૂપવાળો એટલે કે સંપૂર્ણ અંગોપાંગવાળો એટલે મસ્તક પેટ, આંગળીઓ વીગેરે સંપૂર્ણ હોય, તથા પાંચ ઇંદ્રિયોથી સુંદર હોય, એટલે કાણો, બેરો મુંગો, આંધળો ન હોય, પણ સંપૂર્ણ ઇંદ્રિયોથી શોભિતો હોય, તથા ઉત્તમ પ્રકારના સંઘયણવાળો એટલે શરીરબળ જેનું સારૂં હોય તે ઉત્તમ પ્રકારના રૂપવાળો કહેવાય સારા રૂપવાળો એટલે ઇંદ્રિઓ તથા શરીરબળવાળો પુરૂષ ધર્મમાં જોડાવાથી શાસનની ઉન્નતિ થાય છે, તેમજ ધર્મ કરવામાં સમર્થ થઇ શકે છે, માટે રૂપવાળાપણારૂપ બીજો ગુણ કહ્યો છે

૩ **પ્રકૃતિ સોમત્વ**—પ્રકૃતિ એટલે સ્વભાવે સોમત્વ, એટલે શાંત સ્વભાવવાળો હોય, એટલે જેનો આકાર ભયાનક ન હોવાથી તેનો વિશ્વાસ કરી શકાય તેવો હોય અને દેખવાથી શાંતિ ઉત્પન્ન થાય તેવો હોય.

તે પુરૂષ પાપકર્મ એટલે મારફાડ વગેરે, અથવા હિંસા ચોરી વગેરે દુષ્ટ કામોમા પ્રાય કરીને પ્રવૃત્તિ કરનાર નજ હોય પ્રાય" કહેવાથી નિર્વાહ ન ચાલી શકતો હોય તો જુદી વાત છે, પણ વિના કારણે પાપ કરે નહિ, અને બીજા જીવોને શાન્તિ પમાડે, તે સોમપણારૂપ ત્રીજો ગુણ કહીએ

૪ લોકપ્રિય—જે પુરૂષ છતા વિજયવત અને સુશીલ એટલે દાતાર, ઉદાર દીલવાળો તથા વિજયને પામનારો, અને ત્યાગ આચારવાળો થઈને આ લોક અને પરલોકથી વિરૂદ્ધ જે ન કરવા લાયક કામોને ન કરે તે મનુષ્ય લોકમા પ્રિય થઈને લોકોને ધર્મમા બહુમાન કરાવે છે

આ લોક વિરૂદ્ધ એટલે સર્વ કોઈની નિંદા કરવી, અને વળી તેમા વિશેષે કરી ગુણવાન પુરૂષોની નિંદા કરવી ભોળે ભાવે ધર્મ કરનાર ઉપર હસવુ, જનપૂજનીય પુરૂષોનુ અપમાન કરવુ, બહુ લોકથી જે વિરૂદ્ધ હોય તેની સોબત રાખવી, દેશ, કુળ, જાત વગેરેના જે આચાર હોય તેનુ ઉલ્લઘન કરવુ, ઉદ્ભટ વેષ કે ભપકો રાખવો, બીજા દેખે એમ દાન વિગેરે કરવુ, ભલા માણસને કષ્ટ થતા રાજી થવુ, પોતાનુ સામર્થ્ય છતા ભલા માણસને પડતુ કષ્ટ

બગલા બધાવુ, ગાડી ઘોડા વગેરે વસાવુ, પુત્ર પુત્રીને સારી રીતે પરણાવુ, તે ચિતાને મોહચિતા કહે છે

સ્રીચિતા એટલે કે સારા સારા પ્રકારની સ્રીની આશા ઓ કરવી, તે આશાને આધીન થઇ કામ અને વિષયને વશ થવુ, અને તે વિષયવશથી પોતાની સ્રીની અદર શાન્તિ નહીં રાખતા પરસ્રી સાથે વિષયાધીન થવુ એટલે પોતાની તથા પારકાની સ્રીઓને વિષે વિષયની ચિતા કરવી તે કામ ચિતા કહેવાય

પરચિતા એટલે અમુક માણસ આવો અને અમુક સ્રી આવી છે, એમ કહીને તેઓના ગુણ ગાય તો એક પણ, તેના દુર્ગુણો જનસમુદાયમા ઉઘાડા પાડવા, તેની સાથે વ ઢવુ, સજ્જન જીવોને હલકા પાડવા, તેઓનુ લોકોમા અપમાન થાય તેમ આચરણ કરવુ, વિગેરે પારકા જીવોની ખોટી ચિતાને પરચિતા કહે છે

આ ઉપર બતાવેલી ચારે ચિતામાથી પરચિતાને અ ધમાધમ ચિતા કહેલી છે તો હે સુજ્ઞ શ્રાવિકા ! આ અ- ધમાધમ એટલે હલકામા હલકી દશાએ જશો નહિ, નિદા મહાદુખનો હેતુ છે, એમ જાણી નિદાથી દુર રહેજો એ હુ તમોને ભાર દઈને કહુ છું કારણ કે નિદા કરવાની ટેવ ઘણા કાળથી પડી છે, તો તેનો ત્યાગ ઉત્તમ પુરૂષોથીજ

કરણુ પડે છે, પણ જ્યા સુધી તે નિદ્રાનો ત્યાગ નહિ થાય ત્યા સુધી આપણી ક્રિયાનુ ફળ સારી રીતે થનાર નથી. તેમ સ્વપરનુ હિત જોઇએ તેવુ આપણાથી થનાર નથી, માટે જે નિદ્રાથી આપણને કાંઈ ફળ નથી, તો તેવી ફળવિનાની ક્રિયા સજ્જન જીવોને કરવી યુક્ત નથી માટે દુષ્ટ ચિંતા રૂપ નિદ્રાનો અવશ્ય ત્યાગ કરજો, અને ઉપર બતાવેલ લોક વિરૂદ્ધ કાર્યોથી દુર રહેજો, એટલે તે કાર્યમા તત્પર રહેશો નહિ પરલોક વિરૂદ્ધ તે ઘણા પ્રકારના ખરકર્મ જેવા કે જગાત ખાતા ઉપર રહેવુ, જે કામથી આલોક તથા પર લોકનુ બગડે તે ઉભય લોક વિરૂદ્ધ જાણવુ. જેમકે—

द्युत च मासं च सुरा च वेश्या,
पापर्द्धिचौर्ये परदारसेवा ।
एतानि सप्त व्यसनानि लोके,
पापाधिके पुंसि सदा भवंति ॥

અર્થ—જુગાર, માંસ, દારૂ, વેશ્યા, શિકાર, ચોરી અને પરસ્ત્રીગમન, આ સાત વ્યસનો આ જગતમા અતિ પાપી પુરૂષોમા હમેશા રહ્યા કરે છે

વ્યસની માણસ આલોકમા નિંદાય છે, અને સારા માણસો તે વ્યસની માણસનો ત્યાગ કરે છે કારણ કે વ્યસ

સૅની માણુસની સોબતથી સોબત કરનાર પણુ વ્યસનમાં જોડાય છે કારણુ કે "સોબત તેવી અસર" એ નિયમાનુસાર વ્યસનની અસર આવ્યા વિના રહે નહિ, જેથી વ્યસનથી દુર રહેનારા મનુષ્યો વ્યસની માણુસની સોબત કરતા નથી ત્યારે તે વ્યસની સજ્જનોની મહાન્ સોબતનો અમુલ્ય લાભ મેળવી શકતો નથી જ્યા સુધી સત્સગરૂપી અમુલ્ય લાભ મળતો નથી, ત્યા સુધી વ્યસની માણુસ પોતાના વ્યસનોનો ત્યાગ કરવાને સમર્થ થતો નથી ન ત્યાગ માપી જીવોને પણુ તારી શકે છે માટે હમેશા ગુણુવાન જીવોની સોબત કરવી, અને વળી તે વ્યસની માણુસ મરે ત્યારે વગર અટકાવે દુર્ગતિએ પહોચે છે, તેથી કહેવાની મતલબ એ છે કે ઉપર બતાવેલ આલોક પરલોક અને ઉભયલોક વિરુદ્ધ કામો કરવાથી લોકોની અપ્રીતિ થાય છે, માટે તેનો પરિહાર કરે તોજ સારા જનોનેપ્રીય થાય છે, અને ધર્મ કરવાનો પણુ તેજ અધિકારી ગણાય છે

દાન એટલે સખાવત કરનારો માણુસ દરેક માણુસને વશ કરી શકે છે, વિનય એટલે યોગ્ય સત્કાર વિનયથી માણુસ લોકોને વહાલો લાગે છે, એટલે વિનયથી વેરી માણુસ પણુ વશ થાય છે વળી વિનય ધર્મનું મુળ છે શિયળ એટલે સારા આચારમા તત્પર રહેવુ જ્યા સુધી પોતાનુ વર્તન પવિત્ર નથી, ત્યા સુધી તે માણુસ કોઈ પણુ

રીને આલોકમાં તથા પરલોકમા પ્રિય થઈ શકતો નથી. કારણ કે ગમે તેટલુ ભણેલો હોય, તથા બીજા ગુણો હોય, પણ જ્યા સુધી વર્તનમા મુકે નહિ ત્યા સુધી તે માણસ લોકોને પ્રીય થતો નથી કહ્યુ છે કે—

"जहा खरो चंदणभारवाही,
भारस्स भागी न हु चंदणस्स ।
एव खु नाणी चरणेण हीणो,
नाणस्स भागी न हु सो ग्गइए" ॥१॥

અર્થ—જેમ ચદનના ભારને વહન કરનાર ગધેડો ભારનો ભાગી થાય છે, પણ ચદનનો ભાગી થતો નથી, તેમ ચારિત્ર વગરનો જ્ઞાની મનુષ્ય જ્ઞાનનો ભાગી છે, પણ સદ્ગતિનો ભાગી થતો નથી

જેથી પવિત્ર આચારવાળો મનુષ્ય આલોકમા યશકીર્તિને પ્રાપ્ત કરે છે, અને સર્વ લોકોને વલ્લભ થાય છે, તથા પરલોકમા ઉત્તમ ગતિને પામે છે

ઉપર કથન મુજબ લોકપ્રિય મનુષ્ય બીજા લોકોને ધર્મમાં જોડીને મહાન સમકિતની પ્રાપ્તી કરાવે છે માટે લોકપ્રિયપણુ ખરા ધર્મની સિદ્ધિ કરવા માટે શક્તિવાન છે, માટે દરેક મનુષ્યોએ લોકપ્રિયપણારૂપ ગુણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો

૫ अक्रूर—ક્રૂર એટલે કિલષ્ટ પરિણામી અથવા મત્સરાદિકથી દુષિત પરિણામવાળો મત્સર એટલે ઈર્ષ્યા, જેમકે બીજાનુ સારૂ દેખી દુખી થવુ, બીજાના સારા ગુણો સાભળી મનમા બળવુ તે ઇર્ષ્યા ખરેખર પોતાના આત્માના ગુણોને લુટાવનારી જાણી બીજાનુ સારૂ દેખી સુખી થવુ તેમાજ લાભ છે ઈર્ષ્યાથી દુષિત પરિણામવાળો માણસ નિષ્કલકપણે એટલે સારી રીતે ધર્મને આરાધના સમર્થ થઈ શકે નહિ માટે અક્રૂર અરિણામી એટલે મત્સરાદિક દોષથી રહિત જીવ ધર્મને આરાધવા સમર્થ થઇ શકે છે માટે ઈર્ષ્યા વિગેરે દુર્ગુણી દોષોને હૃદયમાથી કાઢીને હે ભવ્ય જીવો! ધર્મ સાધવા માટે લાયક બનજો આ અક્રૂરપણારૂપ પાચમો ગુણ જાણવો

૬ भीरू—ભીરૂ એટલે આલોક અને પરલોકના દુખોનો વિચાર કરીને આ લોકમા રાજ્યાદિક સકટો તથા સસારના દુખો અરે આ સસારમા જરા પણ સુખ નથી માટે શુ સુખને માટે પાપ કરવુ નહીં શામાટે દુખી થાવ છે! એમ વિચારી સુખની ઇચ્છાથી પાપના કાર્યો કરે નહિ તથા પરલોકમા રખે મને દુર્ગતિ ન મળે એટલે શાસ્ત્રમા બતાવેલા નરકાદિકના મહાન દુખથી મારૂ હૃદય કપે છે, તો તે મારાથી ભોગવી કેમ શકાશે, એમ વિચારી પાપના

કામોથી ડરે એટલે કરે નહિ, તેમજ અપજશના કલંકથી ડરે કે- રખેને મારા કુળને કલક લાગે નહિ એટલે પોતાનો કુલાચાર જેમકે શ્રાવકના કુળમા જન્મ્યો હોય તેને કદમુળ,' બ્યતાક, સાત વ્યસન, અને ઓછામા ઓછી પાચ તીથિએ લીલોત્રી વીગેરેનો ત્યાગ હોવો જોઇએ કેમકે વૈષ્ણવને ઘેર શ્રાવક જમવા ગયો હોય, અગર એવી કોઇ જગ્યાએ વૈષ્ણવ તથા શ્રાવક સાથે જમવા બેઠા હોય, તે વખતે વૈષ્ણુવની પેઠે પોતે કદમુલ ખાય પાચ તીથિઓએ લીલોતરી ખાય તો પડી ત્યા કેમ ઓળખાય ? કે આ શ્રાવકકુળના છે અરેખર વૈષ્ણવ પેઠે વર્તનાર શ્રાવક શ્રાવિકાએ પોતાના પૂજ્ય પિતા મહાવીર પરમાત્માએ કહેલ ધર્મ સાચવ્યો કેમ કહેવાય કારણુ કે પ્રભુના આગમમા કહેલ છે કે એક સોયના અગ્રભાગ ઉપર રહે તેટલા કદમુળમા અનતા જીવો છે તો પરમાત્મા મહાવીરના પુત્ર પુત્રીઓથી કુળ મર્યાદા કેમ છોડાય માટે હે શ્રાવિકા ! ધર્મ તથા કુળને ડાઘ ન લાગે એમ વિચારી પાપથી ડરે તે માણુસ ધર્મને લાયક ગણી શકાય માટે ભીરૂ એટલે પાપથી બીકણુ હોય તેજ ધર્મનો અધિકારી થઇ શકે, આ ભીરૂપણારૂપ છઠો ગુણુ દરેક મનુષ્યોએ પ્રાપ્ત કરવો

૭ અશઠ—શઠ એટલે કપટી તેથી વિપરીત તે અશઠ એટલે નિષ્કપટી પુરૂષ બીજાને ઠગતો નથી તેથી તે વિશ્વસનીય એટલે વિશ્વાસ કરવા લાયક થાય છે પણ કપટી પુરૂષ કહાચ નહિ ઠગતો હોય તો પણ તેનો કોઈ વિશ્વાસ કરતુ નથી કારણ કે એક વખત જેણે કપટ કર્યું હોય, એટલે વિશ્વાસઘાત રૂપી મહાપાપ કર્યું હોય, જેથી તેના ઉપર ફરી વિશ્વાસ આવવો કઠણ છે માટે ખરેખર વિશ્વાસ વાળો માણસ વખાણવાને યોગ્ય થાય છે કહ્યુ છે કે–

**यथा चित्तं तथा वाचो यथा वाचस्तथा क्रिया**
**धन्यास्ते त्रितये येषा विसवादो न विद्यते**

જેવુ ચિત્ત હોય તેવી વાણી હોય અને જેવી વાણી હોય તેવી ક્રિયા હોય એ રીતે ત્રણે બાબતમા જે પુરૂષોનો અવિસવાદ હોય તેઓને ધન્ય છે વળી કપટ રહિત પુરૂષ ધર્મક્રિયામા સારા ભાવ પૂર્વક એટલે પોતાના આત્માને ખુશી કરવા માટે ઉદ્યમ કરે પણ બીજાના ચિત્તને રજન કરવા માટે નહિ, એટલે લોકમા સારૂ દેખાડવા માટે નહિ જેમકે હુ સામાયિક પૂજા પ્રતિક્રમણ કરૂ અથવા દાન આપુ જેથી લોકમા મારૂ ઘણુ સારૂ દેખાય, હુ લોકોને વહાલો લાગુ અને લોકો મારા વખાણ કરે, આવા હેતુથી ધર્મક્રિયા કરે નહિ, પણ પોતાના આત્માના કલ્યાણ માટે કરે કારણ

કે લોકોના ચિત્તને રજન કરનારા બીજા ઘણા માણસો મળી આવે છે, પણ પોતાના ચિત્તને રજન કરનારા મનુષ્યો આ જગતમા કોઈક વિરલા દેખાય છે બીજાને તો અનેક પ્રકારના બનાવટી આડબરોથી રાજી કરી શકાય છે પણ આ ત્માતો ખરેખરા સત્ય બનાવોથી સતોષ પામે છે તે કારણથી અશઠ પુરૂષ ખરેખર ધર્મને યોગ્ય હોય છે, માટે દરેક મનુષ્યોએ કપટનો ત્યાગ કરી આ ક્ષણભગુર દેહથી પોતાનુ હિત સાધી લેવુ ધન્ય છે કે જેઓ પોતાનુ હિત કરી ગયા તેઓને આ પ્રમાણે અશઠ નામનો સાતમો ગુણ જાણવો

૮ **સુદાક્ષિણ્ય**— સુદાક્ષિણ્ય એટલે સારા દાક્ષિણ્ય ગુણવાળો કે જે પોતાનો કામ ધધો મુકીને બીજાનો ઉપકાર કરે, પરલોકમા ઉપકાર કરનાર પ્રયોજન હોય તેવા ઉપકાર કરે, સારા કાર્યમા ભાગ લે પણ પાપ ભરેલા કામમા ભાગ લઇને ઉપકાર કરે નહિ ઘણા મનુષ્યો પાપ ભરેલા કામોમા ભાગ લઈ મનમા એમ ચિંતવે છે કે મે બીજાનો ઉપકાર કર્યો જેમકે આરભના કામો ખેતીવાડી ઘર બધાવી દેવા છોકરા છોકરીને પરણાવી દેવા બીજાને ત્યા રડવા કુટવામા પૂર્ણ ભાગ લેવો, શાંતિને બદલે ઉલટી ત્યા જઇને અશાંતિ આપવી આ બધા કાર્યો ધર્મ દ્રષ્ટિથી ઉપકારના હોઇ શકે નહિ માટે એવા પાપ ભરેલા કાર્યોમા દાક્ષિણ્યતા

સાચવશો નહિ, જેથી આ ઠેકાણે સુદાક્ષિણ્યતારૂપ ગુણ વાળો મનુષ્ય ધર્મનો અધિકારી હોઇ શકે, તે મનુષ્યો ધર્મી જનોને વશ કરે છે અને તેને લીધે લોકો ધર્મમા જોડાય છે માટે હે બેન સત્ય કાર્યમા દાક્ષિણ્યતા છોડશો નહિ અને ખોટા કટપીત વ્યહેવારની દાક્ષિણ્યતા—એટલે કે જે દાક્ષિણ્યતા થી ધર્મને ધક્કો લાગતો હોય, તો હે સુજ્ઞ શ્રાવિકા જો તમારા હૃદયમા પ્રભુ મહાવીરનો ધર્મ વસ્યો હોય, તો તમે હૃદયના નબળા થઇને લોકના ભયથી પાપ ભરેલી દાક્ષિણ્યતા સાચવશો નહિ આજ કાલ બહેનોના હૃદયબળ બહુ ઘટેલા દેખાય છે જેથી ધર્મમા તરતજ ઢીલા બને છે, વળી શુ કરીએ ? વ્યવહાર અને નિશ્ચય બન્ને સાચવવો જોઇએ પણ જો વ્યવહાર શુ ? અને નિશ્ચય શુ ? તે સમજેલ હોય તો આમ બને નહિ જે વ્યવહારથી નિશ્ચયમા અવાય, તેજ વ્ય વહાર જ્ઞાની પુરૂષોએ કહેલ છે.

શ્રાવિકા—હે પૂજ્યપાદ ગુરૂણીજી મહારાજ ! અત્યાર સુધી હુ ખરી દાક્ષિણ્યતા શુ કહેવાય. અને ખરો વ્યવહાર શુ કહેવાય તે જાણતી ન હતી જેથી જ્યા કાઇ દુરના સગપણ વાળાને ત્યા મરણ લગ્ન વિગેરે સાસારિક કામ આવે કે ધર્મને બાજુમા મુકી મારા હૃદયથી ખોટુ જાણ્યુ છતા લોકોના ભયથી ઘણા પાપમય કાર્યો

કરીને એટલે કે સત્ય દાક્ષિણ્યતા ત્યાગી ખોટી દાક્ષિ
ણ્યતામા જોડાણી છુ અત્યાર સુધી ખોટા વ્યવહારમા
પડીને સ્વ તથા પરનુ હિત કરી શકી નથી પણ હે
ગુરૂજી આપે આજે મારા ઉપર ભાવદયા વરસાવી
સત્ય રસ્તો બતાવ્યો છે, તો તે હુ નિષ્ફળ નહિ જવા
દઉં આજ પછી હૃદયબળ વધારીને સત્ય કામમા તત્પર
રહીશ અને દાક્ષિણ્યતા ગુણ સત્ય રૂપે પાળીશ હવે
મને બીજા ગુણો વિસ્તારથી સમજાવવા કૃપા કરશોજી

સાધ્વીજી— હે શ્રાવિકા બેન ? તમોએ ઉપર મુજબ સત્ય પ્રતિજ્ઞા કરી તે જાણી મારા પરિશ્રમની સફળતા માની મારા હૃદયમા સ તોષ માનુ છુ આ સુદાક્ષિણ્યતા રૂપ આઠમો ગુણ જાણવો

**૯ लज्जालु**— લજ્જાળુ એટલે લજ્જાવાળો મનુષ્ય જરા પણ અકાર્ય કરતો નથી ખોટા કામથી દૂર રહે છે, એટલે કોઈ પણ હુ ખોટુ કામ કરીશ તો મારો આત્મા દુષિત થશે તેથી તે માઠા કામથી વેગળો રહે છે, જેથી લજ્જાવાળો મનુષ્ય કોઇ દિવસ અકાર્ય કરતો નથી કહ્યુ છે કે—

अवि गिरिवरगहुरतेण दुक्खभारेण जंति पंचत्तं।
न उणो कुणाति कम सप्पुरिसा ज न कायव्व॥

પર્વત જેટલા મોટા દુખથી મોત પામે તો પણ સૈ ત્પુરૂષો જે ન કરવાનું કાર્ય હોય તે કરતા નથી

વળી સદાચારે એટલે સારા વ્યવહારનું આચરણ કરે છે કેમકે તેવા સત્પુરૂષોને સદાચારના કામ કરવામા શરમ લાગતી નથી અને પોતે અંગીકાર કરેલ પ્રતિજ્ઞા કોઇ પણ રીતે છોડતા નથી એટલે સ્નેહથી અને બળાત્કારથી પોતે લીધેલ નિયમનો ત્યાગ કરતા નથી કારણ કે આર ભેલા કામને છોડવુ એ લજ્જાસ્પદ ગણાય છે માટે હે શ્રાવિકા બેન ! સદા સત્ય લજ્જા પાળજો અને ખોટી લજ્જાને આધીન થઈ સત્ય કાર્ય તેમજ જન સમાજ સેવામા બહાર પડતા અટકી જશો નહિ પણ કોઈ દિવસ પાપ ભરેલા કાર્ય ન કરવા તેવી સત્ય લજ્જા પાળજો.

શ્રાવિકા— મહારાજ ! દીલગીર છું કે ખોટી લજ્જાને આધીન થઈ મારાથી કાઇ પણ જન સમાજની સેવા અથવા સત્ય કાર્ય થઇ શક્યુ નથી કોઇ જગ્યાએ સ્ત્રી સમાજ ભેળો થતો હોય, તે સમાજમા કેમ જવાય ? સ્ત્રીને ઘરના વડીલો ઠપકો આપશે જેથી પોતાની બુદ્ધિ પ્રમાણે સભામા બ્હેનોને સદ્બોધ આપવાનુ તો કહેવું શુ ? પણ ગઈ વાતનો શોક કરવો નકામો છે પણ હવેથી હુ આવી ખોટી લજ્જા

નો જરૂર ત્યાગ કરીશ. અને સત્ય લજ્જાનો અંગી
કાર કરીશ.

સાધ્વીજી— હે સુજ્ઞ બેન તમારા જેવી શ્રાવિકાને ધન્ય છે કે દિવસે દિવસે તમારી ભાવના ઉત્તમ વધતી જાય છે, ઉપર પ્રમાણે લજ્જાળુપણા રૂપ નવમો ગુણ કહ્યો હવે દશમો ગુણ કહું છુ

**૧૦ दयालु** — દયા એટલે જીવોના દશ દ્રવ્યપ્રાણ જે પાચ ઇન્દ્રિય, મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એ દશ દ્રવ્યપ્રાણ તથા જ્ઞાન દર્શન ચારિત્ર રૂપી ભાવપ્રાણુની રક્ષા કરવી તે દયા ધર્મનુ મુળ છે કારણ કે **अहिंसा परमो धर्मः** શાસ્ત્રમાં અંદર કહેલ છે આચારાગ સુત્રને વિષે કહેલ છે કે—

**से बेमि जे अईआ जेय पडुप्पन्ना जे आगमिस्सा अरहता भगवंतो, ते सव्वे एवमाइक्खति एव भासति एव पन्नवति एव परूवति सव्वे पाणा सव्वे भूया सव्वे जीवा सव्वे सत्ता न हतव्वा न अज्जावेयव्वा न परितावेयव्वा न उव्वेयव्वा एस धम्मे सुद्धे निइए सासए समिच्च लोय खे-यन्नेहिं पवेइए ॥**

અર્થ—જે કહુ છુ કે જે તીર્થંકર ભગવાન થઈ ગયા જે હાલ વર્તે છે, અને આવતા કાળમા થશે તે બધા આ રીતે કહે છે બોલે છે જણાવે છે તથા વર્ણવે છે કે સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ, અને સર્વ સત્વને હણવુ નહિ, તેમના પર હકુમત ચલાવવી નહિ, તેમને કબજે કરવા નહિ, તેઓને મારી નાખવા નહિ, અને તેઓને હેરાન કરવા નહિ આ પવિત્ર અને નિત્ય ધર્મ લોકના દુઃખને જાણનાર ભગવાને બતાવ્યો છે

સર્વ પ્રાણ એટલે બેઈદ્રિયાદિ જીવો, સર્વભૂત એટલે પૃથવ્યાદિ એકેન્દ્રિય જીવો, સર્વ જીવ એટલે મનુષ્યાદિક પચેન્દ્રિય જીવો, સર્વ સત્વ એટલે દેવાદિક પચેદ્રિય જીવો, આ બધાની દ્રવ્ય દયા તથા ભાવદયા પાળવી એટલે સર્વ જગતના જીવોનુ ભલુ ચિતવી હિત કરવુ અહા! મહાન ઉપકારી તીર્થંકર મહારાજે તથા ગણધર મહારાજે એકેન્દ્રિયથી લઈને મનુષ્ય તિર્યંચ દેવ સુધી દયા બતાવીને શુ સુચવે છે કે કોઈને દુઃખ તથા સતાપ કરશો નહિ પણ તે દયા ક્યારે પાળી શકાય કે જ્યારે આપણે પાપવાળી ચીજો વાપરવી ઓછી કરીશુ, જેમ બને તેમ તેના પ્રત્યે ત્યાગ ભાવ રાખીશુ ત્યારે કારણ કે શ્રાવકને એવી પવિત્ર ચીજો વાપરવી જોઇએ કે જેથી પોતાનો

દયામય પવિત્ર ધર્મ સચવાય જો કે આપણાથી તો સ
ર્વથા દયા ન પળી શકે પણ પળે તેટલી પાળવા પ્રયત્ન ક
રવો જોઈએ દાખલા તરીકે જેમ ઘરમા આગ ઉઠી હોય,
તે વખતે આપણે છાનામાના નહિ બેસી રહેતા બારી બાર
ણાથી જેટલી ચીજો બચી શકે તેટલી ચીજો બચાવવા માટે
દોડાદોડ કરીએ છીએ. તેમ સસારરૂપી દાવાનળમા રહ્યા
છતા જેટલુ બચે તેટલુ એટલે જેટલો અહિસામય ધર્મ
સચવાય તેટલો જરૂર પ્રભુ મહાવીરના પુત્ર પુત્રીએ સાચ
વવો અને સાચવવા આગળ વિશેષ પ્રયત્ન કરવો, પણ જેમ
ઘરમા આગ લાગે તે વખતે સમતાથી બેસીને જોઇ રહેતા
નથી તેમ અહીંઆ પણ પ્રમાદમા બેસી રહીને અથવા પો
તાના લાબા કાળના વ્યસનને આધીન થઇનેતથા રસેન્દ્રિયને
વશ થઇને દયા ન સાચવવી તે કોઈ પણ રીતે વ્યાજબી કહેવાય
નહિ માટે હે સુજ્ઞ શ્રાવિકા ! સક્ષેપ રીતે કથન કરેલાને વિશેષ
પ્રકારે જાણી કાર્યમા મુકજો દયાને રાખવા માટેજ બધા
વ્રતો છે બાર વ્રતોમા પહેલુ વ્રત દયાને પાળવા માટે જ
કહેલુ છે જ્યા સુધી હૃદયમા દયા નથી ત્યા સુધી તે બીજા
વ્રતોનો અધિકારી થઈ શકતો નથી દયા પોકારવા માટે હોતી
નથી પણ જેટલુ સુખ એટલે સારા સારા ભોજન ખાવા,
સારા કપડા પહેરવા, ઉત્તમ પ્રકારના બગલામા રહેવુ, વિગેરે
તમામ પ્રકારના સુખના સાધન મને જેટલા વહાલા છે, તેટલા

બધા જીવોને વહાલા સમજવા અને બીજા જીવોના ઉપકારના સાધનમા તન મન ધનથી મદદ આપવી, તેજ સાચી દયા કહી શકાય

સ્વર્ગ અને મોક્ષને આપનારી અહિંસાજ મુખ્ય પણે મનાયેલી છે અને એનેજ રાખવા માટે જ સત્યાદિકનુ પાલન બ્યાજબી ગણાય છે એથી તેનાથીજ મળેલુ અર્થાત્ જીવ દયા સાથે રહેલુ બધુ એટલે કે વિહાર, આહાર, તપ, તથા વૈયા વૃત્ય વગેરે સારૂ અનુષ્ઠાન જીનેન્દ્ર આગમમા એટલે સર્વજ્ઞ પ્રણીત સિદ્ધાતમા સિદ્ધ એટલે પ્રસિદ્ધ છે વળી સ્વય પ્રભુ સૂરિએ કહ્યુ છે કે યતનાથી ચાલવુ, યતનાથી ઉભા રહેવુ, યતનાથી બેસવુ, યતનાથી સુવુ, તેમજ યતનાથી બોલવુ એટલે મુહપત્તિનો બોલતી વખતે ઉપયોગ રાખવો મુહપતિ મુખ આગળ રાખ્યા વિના બોલવાથી વાયુકાયના જીવ હણાય છે, તે વાત પ્રસિદ્ધ છે જેથી યતના પૂર્વક દરેક કામ કરવાથી પાપ કર્મ બધાતુ નથી બીજાઓના શાસ્ત્રમા કહે છે કે

**न सा दीक्षा न सा भिक्षा, न तद् दान न तत्तपः**
**न तद्ज्ञानं न तद्ध्यान, दया यत्र न विद्यते ।**

એવી કોઇ દિક્ષા, ભિક્ષા, દાન, તપ, જ્ઞાન કે ધ્યાન નથી કે જેમા દયા નહિ હોય, તેથીજ અહીંઆ ધર્મના અધિકારમા દયાના સ્વભાવવાળો પુરૂષ ગવેષ્યો છે કારણ કે

તેવો પુરૂષ ધર્મનો અધિકારી બને છે આ પુસ્તકમાં બારે મતની અંદર પહેલા મતમા દયાનુ સ્વરૂપ સારી રીતે બતાવેલ છે તો હે શ્રાવિકા બેન! તે પ્રમાણે પાળજો કારણ કે મહાવીર પ્રભુએ દયા એજ આપણો સાચો ધર્મ પ્રરૂપેલો છે

શ્રાવિકા— ગુરૂજી! આપે કહ્યુ તે સત્ય છે, અમારે સ્થુલદયા અવશ્ય પાળવી જોઇએ

સાધ્વીજી— હે શ્રાવિકા બેન! તમારૂ હૃદય કોમળ જોઈ મને ઘણો જ આનદ થાય છે

**૧૧ मध्यस्थ सौमदृष्टि**—મધ્યસ્થ એટલે કોઈપણ દર્શનમા પક્ષપાત રહિત, અને કોઈ પણ દર્શનમા પક્ષપાત નહિ હોવાથી, સૌમ્ય એવી દ્રષ્ટી એટલે દેખવાની નજર જેની હોય, એટલે પક્ષપાત વિના જોવાની જેની દ્રષ્ટી હોય તે મધ્યસ્થ સૌમ્યદ્રષ્ટી કહેવાય અર્થાત્ જે સર્વ સ્થળે રાગ દ્વેષ રહીત હોય, તે મધ્યસ્થ સૌમ્યદ્રષ્ટિવાળો મનુષ્ય જાણવો તેવો પુરૂષ ધર્મની ખરી પરીક્ષા કરવાને લાયક બને છે, પણ પાખડીની જાળમા ફસાતો નથી એટલે કે અનેક પાખડીઓની મડળીઓના મડપમા ઉપસ્થિત થએલ ધર્મરૂપી માલના સ્વરૂપને યથા સ્થિતપણે એટલે કે સગુણને સગુણપણે, નિર્ગુણને નિર્ગુણપણે, અલ્પગુણને અલ્પગુણપણે, અને બહુગુણને બહુગુણપણે–સૌ

તાની પરીક્ષામા કુશળ હોઇ ખગ સોનાને ગ્રહણ કરનાર પુરૂષની માફક મધ્યસ્થ દ્રષ્ટિવાળો પુરૂષ ઓળખી કહાડે છે, તેથી કરીને તેવો પુરૂષ જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપી ગુણોની સાથે સબધ કરે છે, અને તેના પ્રતિપક્ષભૂત દોષોને દુરથી પરિહરે છે માટે હે બેન! ગુણવાન પુરૂષોનો તથા ગુણોનોજ સગ કરજો, અને મધ્યસ્થપણારૂપ ગુણને ધારણ કરી સુગુણોની પ્રાપ્તિ કરશો એ પ્રમાણે મધ્યસ્થ સોમ દ્રષ્ટીપણારૂપ અગીઆરમો ગુણ જાણવો

૧૨ **ગુણરાગી**—ધાર્મિક લોકમા હોનારા ગુણોમા જે હમેશા ગજી રહેતો હોય તે ગુણરાગી કહેવાય આ ઠેકાણે વાદી શકા કરે કે–શુ ત્યારે દુર્ગુણીની નિદા કરવી? તો તેના ઉત્તરમા ધર્મિષ્ઠ પુરૂષે કોઈની નિદા કરવી નહિ પણ એટલુ ચિતવવુ કે અનાદિ કાળથી આ જીવોમા દોષો વસેલા છે, પણ જો એકાદ ગુણ મળે તો મહાન્ આશ્ચર્ય માનવો, એટલે વિચારવુ કે સર્વગુણી વીતરાગ છે, એક બે કે અધિક ગુણો જ્યા જ્યા દેખાય, તેવા જીવોનુ બહુમાન કરવુ, ગુણાનુરાગી ગુણ એવો મહાન્ છે કે આ પ્રાણી અદર ગુણ ન હોય તો ગુણોની પ્રાપ્તિ કરાવે છે સતસગ પાપીમા પાપી જીવોને તારનારો છે કારણ કે શાસ્ત્રમા વાચવામા આવે છે કે પરમાત્મા મહાવીરના અલ્પજ્ઞ

સગથી મહાન્ પાપી અર્જુનમાળી તથા ચડકૌશીયો સદ્ગતિને પામ્યા છે કહો તેવા અધોગતિગામી જીવો મહાવીર પ્રભુના અલ્પ સમાગમથી તર્યા છે, તો ગુણાનુરાગી ગુણ આ જીવને દુર્ગુણો હઠાવવામા તથા ઉચ ગુણોની પ્રાપ્તી કરવામા પ્રબળ આલબન છે, માટે જરૂર ગુણાનુરાગી મનુષ્યોનો સગ કરવો, તથા સગ ન મળે તો તેવા ઉત્તમ પુરૂષોના ગુણ ગાવા અલ્પમા અલ્પ ગુણ જે મનુષ્યમા હોય તેનો ગુણ ખેચવો, પણ દુર્ગુણ પ્રત્યે દ્રષ્ટિ દેવી નહિ ઘણા ગુણવાળા મનુષ્યો જગતમા વીરલા હોય છે કહ્યુ છે કે-

**भूरिगुणा विरल च्चिय, एकगुणोवि हु जणो न सव्वत्थ**
**निद्दोसाण वि भद्द, पसंसिमो थोवदोसे वि ।**

અર્થ---ઘણા ગુણવાળા તો વિરલાજ નીકળે, પણ એક એક ગુણવાળો પુરૂષ પણ બધા સ્થળે મળી શકતો નથી છેવટે નિર્ગુણી છતા પણ જે નિર્દોષ હોય તેનુ ભલુ થશે, અને છેલ્લે જેઓ થોડા દોષવાળા છે તેમની પણ અમે પ્રશસા કરીએ છીએ

ઉપરની રીતે સમાર સ્વરૂપ વિચારતો થકો ગુણરાગી પુરૂષ નિર્ગુણીને પણ નિદતો નથી તે તરફ મધ્યસ્થ ભાવે રહે છે એટલે સમભાવે રહે છે ગુણોને મેળવવામા તત્પર

રહે છે, અને સપ્રાપ્ત થએલા એટલે અગીકાર કરેલા સમ્ય ક્ત્વ તથા વ્રતાદિકને મેલા કરતો નથી એટલે કે તેમા અતિચાર લગાડતો નથી માટે હે શ્રાવિકા બેન! તમો હમેશા ઉત્તમ મનુષ્યોનો સગ કરી આત્મિક ગુણોની પ્રાપ્તિ કરજો, જેથી તમારૂ અનુક્રમે હિતજ થશે.

શ્રાવિકા—હે ઉપકારી ગુરૂણીજી મહારાજ! ગુણાનુ રાગી ગુણનુ સ્વરૂપ જાણ્યુ નહતુ, તેથી મોજશોખ મા ણનારા અને જેને ઉત્તમ ગુણોનુ ભાન નથી તેવા મનુષ્યોની સોબત કરી, મારા આત્માને ઉત્તમ ગુણોથી પતિત કરેલ છે, પણ હવેથી હુ આપના પરિશ્રમને જરૂર સફળ કરી તેવા મોજશોખ કરનારા મનુષ્યોની સોબત કરીશ નહિ તેમ જે મોજશોખના સાધનો એટલે નાટક જોવુ શ્રાવકને ન છાજે, તેવા સારા સારા કપડા પહેરવા, ખાવાપીવામા ભક્ષાભક્ષનો વિચાર ન કરવો, કે, જેથી ધર્મને બાધ કરે છે, અને આરોગ્યતાને બગાડે છે રસેન્દ્રિયને આધીન થઈ, એટલે જીભના સ્વાદની ખાતર અનેક અભક્ષ ચીજોનો ઉપ યોગ કરવો વિગેરે મોજશોખના સાધનોની ઈચ્છા રાખીશ નહિ, અને હમેશા ગુણી મનુષ્યોના સગમા રહી સારૂ સુદર અને નીતિવાળુ જીવન બનાવીશ.

સાધ્વીજી—હે શ્રાવિકા બેન ! તમોને ધન્યવાદ ઘટે છે કેમકે મારા અલ્પ ઉપદેશથી તમારૂ હૃદયબળ વધારી ધર્મ વિષે દ્રઢ થાઓ છો, આ ગુણાનુરાગીરૂપ બારમો ગુણ કહ્યો

૧૩ सत्कथाख्य—અશુભ કથાના પ્રસગથી મેલુ થએલુ છે મન જેનુ એવા પુરૂષોનું વિવેકરત્ન નાશ પામે છે વિવેક એટલે સારી કે ખરાબ, ખરી કે ખોટી વસ્તુઓનુ જાણવુ, તે અજ્ઞાનરૂપી અધકારનો નાશ કરનાર હોવાથી વિવેક રત્નસમાન ગણાય છે તે વિવેક રત્ન અશુભ કથાઓ એટલે સ્ત્રી કથા, રાજ્ય કથા, દેશ કથા અન ભક્ત કથા, વિગેરે કથાઓમા આસક્તિવડે કરી મેલુ થયુ છે હૃદય જેનુ તેવા પુરૂષના પાસેથી નાશ પામે છે

અહીંઆ તાત્પર્ય એ છે કે વિકથા એટલે ગપાટા મારવા કે અમુક પુરૂષનુ અથવા અમુક સ્ત્રીનુ આમ થયુ, અમુક રાજા આવા અને અમુક રાજા તેવા, અમુક દેશમા આવો રિવાજ તથા અમુક દેશમા તેવો રિવાજ, અમુક પકવાન સારો અને અમુક પકવાન ખરાબ, અથવા અમુક શાક સ્વાદિષ્ટ, વીગેરે રસિક વાતોમા મનુષ્ય હિતાહિતનો વિવેક કરી શકતો નથી એટલે આ વાતો મને કાંઇ લાભ દાયક નથી નકામો શામાટે ટાઇમ ગુમાવુ છુ અથવા

આવી વાતોથી મારો ટાઇમ નકામો જાય છે, વિગેરે પોતાનો અર્થ બગડે તે પણ ઓળખી શકતો નથી

ધર્મ તો હિતાહિતના જ્ઞાન પૂર્વકજ થાય છે, એ હેતુથી સારી કથા એટલે તીર્થંકર ગણધર અને મહાન ઋષિઓના ચરિત્ર સંબંધી વાતચીત કરવી, તેઓના ગુણોનુ આખ્યાન કરવુ તેવી વાતચીત કરનાર પુરૂષ સત્કથ કહેવાય છે, માટે ધર્માર્થી એટલે ધર્મ કરવાની ઇચ્છા રાખનાર પુરૂષે તેવા સત્કથ થવુ જોઇએ કે જેથી તે ધર્મ રત્નને યોગ્ય થઈ શકે

હે શ્રાવિકા બેન ! આપણી સ્ત્રી જાતિમા ગપ્પા મારવા ની ટેવ બહુ હોય છે, એવી બાઇ પેલી બાઈના ઘરમા પેસવુ અને નિરૂપયોગી વાતો કરવી તો હે બેન એવી ટેવ કાઢીને પૂર્વે જે મહાન પુરૂષો તથા સતીઓ થઈ ગયા છે તેઓની કથા કરવી

શ્રાવિકા—હે ગુરૂજી મહારાજ ! હવેથી હુ ખોટા ગપ્પા મારીને મારો ફોગટ વખત નહિ ગુમાવુ

સાધ્વીજી—હે ચતુર શ્રાવિકા ! તમારી જેવી લાયકને તો સત્કથ થવુ એવી મારી ભલામણ છે, આ સત્કથાખ્ય રૂપ તેરમો ગુણ કહ્યો

**૧૪ सुपक्षयुक्त** —સુપક્ષ એટલે જેનો પરિવાર અ-
નુકુલ હોય એટલે ધર્મમા વિઘ્ન કરનારો ન હોય અને
ધાર્મિક અને સદાચાર પરાયણ હોય, તે પુરૂષ સુપક્ષ કહે-
વાય સારો પરિવાર મળવો તે પણ મહાન પુણ્યનો ઉદય
હોય ત્યારેજ મળી શકે છે કારણકે ધર્મિષ્ઠ સારા કુલવાળુ
જેનુ કુટુબ હોય, તે મનુષ્ય ધારે તેટલા પુણ્યના કામો
કરી શકે, પણ ઉપર બતાવેલ પ્રમાણે કુટુંબ કદાચ ન મ
ળ્યુ હોય, તો વિચારવુ કે ખરેખર મારા પુણ્યનીજ ખા
મી છે પણ તે કુટુંબી મનુષ્યો ઉપર અથવા સાથે રહેનાર
મનુષ્યો ઉપર કટાળો લાવી હૃદયમા ખેદ કરવો નહિ, પરતુ
સમતા ધારણ કરી પુણ્યના કામો કરવા

જે મનુષ્ય સારા પક્ષવાળો હોય તે પુરૂષ ધર્મને નિ
રતરાયપણે એટલે નિર્વિઘ્નપણે કરવાને સમર્થ એટલે શક્તિ
વાન થાય છે કેમકે પોતે ધર્મનુ કાર્ય કરતો હોય તેમા
ધર્મિષ્ઠ કુટુબ અથવા મિત્રો ઉત્સાહને વધારી મદદગાર બને
છે ધર્મશીલ પરિવાર ધર્મના કામોમા રોકીએ ત્યારે એવુ
ન માને કે મારા ઉપર દબાણ કરીને અથવા હુકમ કરીને
કરાવે છે, પણ એવુ માને કે ખરેખર મારા ઉપર આજે
ઉપકાર કર્યો વળી ઉત્તમ પરીવાર રાજ્યવિરૂદ્ધ વગેરે કાર્યને
ન કરનાર હોવાથી ધર્મની લઘુતા થતી નથી માટે સારા

પરીવારવાળો પુરૂષ ખરેખર ધર્મને લાયક બને છે પણ હે શ્રાવિકા બેન ! આપણને સારો યા ખોટો સંયોગ મળે તે આપણા પુણ્ય યા પાપનો ઉદય સમજવો માટે ખોટા સંયોગમા આવી પડયા હોઇએ ત્યારે ધર્મની ખાતર સમતા રાખીને વિશેષ પ્રકારે ધર્મમા જોડાવુ, અને કુટુંબીઓને મીઠા વચનોથી વશ કરીને ક્રમે ક્રમે ઉંચી દશાએ ચડાવવા

શ્રાવિકા—હે વિદ્વાન ગુરૂજી ! અત્યાર સુધી હુ એવુ ન જાણતી હતી કે સારો પરિવાર ન મળે તેમા આપણા પુણ્યનીજ ખામી છે પણ ઉલટુ તે પ્રતિકુળ એવા કુટુંબીઓની સાથે કલેશ કરતી, તેઓના દુર્ગુણોને લોકોને મોઢે કહેતી, અને મનમા એવા પ્રકારની ચિંતા કરતી કે આવા મનુષ્યોનો મેળાપ મને ક્યાથી થયો ? આ કરતા તે લોકોથી દૂર રહુ, પણ ખરેખર આમા મને મારી ભૂલ દેખાય છે, હવે આપનો ઉપદેશ સાભળવાથી એવી તેવી ભૂલો નહિ કરૂ

સાધ્વીજી—હે ભવભીરૂ શ્રાવિકા ! ઉપદેશ સાભળી સાર ગ્રહણ કરશો અને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરશો આ પ્રમાણે સુપક્ષયુક્તપણારૂપ ચૌદમો ગુણ જાણવો

૧૫ **दीर्घदर्शित्व**—દીર્ઘદર્શી પુરૂષ જે જે કામ કરે તે પરિણામે બહુ લાભવાળા અને થોડા કલેશવાળા હોય છે,

અને ઘણા સારા મનુષ્યોમા વખાણવા લાયક હોય છે, કારણું કે દીર્ઘદર્શી પુરૂષ જે કામ કરે તે પોતે પૂર્ણ વિચારી છેવટે જેમા લાભનુજ પરિણામ આવે અને છેવટે પસ્તાવુ ન પડે અને વળી બહુ લાભવાળુ હોય અને જેમા થોડી મહેનત હોય. સર્વ મનુષ્યોને તે કામ પ્રિય લાગે અને દરેક મનુષ્યો તેવા કામના એકી અવાજે વખાણ કરે, તેવા કામને શરૂ કરે છે તેવો પુરૂષ સુદર બુદ્ધિવાળો હોવાથી ધર્મનો અધિકારી થાય છે માટે હે શ્રાવિકા બેન ! ક્રોધ કે માનમા આવીને જે કામ સારૂ લાગે તે કામ કરવાને તત્પર થવુ નહિ, કારણકે ઉપરથી સારૂ લાગતુ કામ મનુષ્યોએ કરવુ તે જ્ઞાન હોવા છતા કેમ ઘટી શકે? તેવી કરણી અજ્ઞાનીની છે, જેમકે- પતગીઓ દીવાને ઉપરથી સારો જાણી તરતજ તે દીવાની અદર પડી બળી મરે છે પણ તે પતગીઆને એવા પ્રકારનુ જ્ઞાન નથી કે દીવામા પડવાથી મારા પ્રાણનો નાશ થશે, પણ તે પતગીઓ એવુ સમજે છે કે આ દીવો કોઇ મનોહર ચીજ છે, તો વિના વિચારે તેમા પડીને પોતાનો પ્રાણ ગુમાવે છે માટે હે બેન તે પતગીયાની પેઠે વિચાર વિનાનુ કામ કદી કરશો નહિ, પણ દરેક કામ શાંતિ પૂર્વક વિચારીને કરશો

શ્રાવિકા—હે ગુરૂજી ! અત્યાર સુધી મને દીર્ઘદર્શી પણાનુ જ્ઞાન નહિ હોવાથી ક્રોધમા અધ બનીને માનમા

અક્કડ રહીને વિના વિચારે ઘણા કામો કરીને બીજા જીવોને અશાતા બંધાવી, મે પણ અશાતા બાંધી છે, એટલે સ્વ અને પરને અશાંતિ ઉપજાવી છે પણ આવો આપનો અમૃતમય ઉપદેશ સાભળીને મારૂ મન પાપથી ડરે છે, જેથી જે કામ કરીશ તે કામ શાંતિપૂર્વક વિચારીનેજ કરીશ.

સાધ્વીજી—હે વિચારશીલ શ્રાવિકા ! તમોને ધન્યવાદ ઘટે છે, પુન્યશાળી જીવોનું એજ લક્ષણ છે કે ઉપદેશ સાભળીને હૃદયમા વૈરાગ્ય ઉત્પન્ન થાય. આ પ્રમાણે દીર્ઘદર્શીપણારૂપ પંદરમો ગુણ જાણવો

૧૬ વિશેષજ્ઞ–વિશેષજ્ઞ પુરૂષ અપક્ષપાતપણે વસ્તુ ઓના ગુણ દોષ એટલે સચેતન અચેતન દ્રવ્યો કેટલા છે? દ્રવ્ય શુ ચીજ છે? ધર્મ સાચી રીતે કોને કહીએ? ધર્મના હેતુઓ શુ શુ છે? અધર્મ અને ધર્મના હેતુઓ શુ છે? એટલે સામાયિક, પૂજા, તપ વગેરે ક્રિયાનુષ્ઠાન કરવાથી મારા આત્માને ધર્મની પ્રાપ્તિ થશે. બીજાને આ ક્રિયામા જોડવાથી ધર્મની પ્રાપ્તિ થશે. આરંભ પરિગ્રહ વગેરે અઢાર પાપસ્થાનકોને વિષે ઇચ્છા ક્યારે થાય કે પુદ્ગલની સાથે પોતે અભિન્ન પણુ માને, અને પોતનુ સ્વરૂપ ભૂલી જાય, તેથીજ પુદ્ગલોની લાલચ વધે, અને પુદ્ગલી લાલચ એજ આત્માને

કર્મ બંધનના હેતુ છે, વીગેરે જાણી શકે છે તેવોજ પુરૂષ ઉત્તમ ધર્મને યોગ્ય છે

અપક્ષપાતપણે એટલે મધ્યસ્થ ભાવથી પક્ષપાતની બુદ્ધિ વિના સારૂં એજ મારૂં જાણી શકે, અને પક્ષપાતી પુરૂષ સારા નરસાને નહિ જાણવાથી ગુણને વિષે દોષ માને અને દુર્ગુણ વિષે ગુણ માને, અને તેવીજ રીતે તેનું સમર્થન કરે છે પણ નિષ્પક્ષપાતી માણસની તો મતિ જ્યાં યુક્તિ હોય ત્યાં તણાય છે માટે પક્ષપાત વિનાનો જીવ અને વિશેષજ્ઞ પુરૂષ ઘણું કરીને ધર્મને લાયક બને છે માટે હે શ્રાવિકા બેન ! અંધ શ્રદ્ધાને દૂર કરી સારૂં તેજ મારૂં અને પક્ષપાત બુદ્ધિનો ત્યાગ કરજો આ સાધુ મારા, આ સાધ્વીજી મારા, આ શ્રાવક મારો અને આ શ્રાવિકા મારી, આવા પ્રકારની બુદ્ધિનો ત્યાગ કરશો

માટે હે શ્રાવિકા બેન ! ગુણમાં આદર કરશો, આડંબરમાં મોહ પામશો નહિ જે મનુષ્ય ગુણી હોય તેનો આદર કરશો પણ બાહ્ય આડંબરમાં ફસાઇ જશો નહિ ગાય ઘણી મનોહર ઘુઘરમાળ વગેરેથી શણગારેલ હોય, પણ દૂધ વિનાની નકામી ગણાય છે

શ્રાવિકા–ખરેખર ગુરૂજી ! આપે કહ્યું તેમજ છે, અત્યાર સુધી તો હું પક્ષપાતમાં પડીને વિશેષપણું શું ? તે જાણી

શકી ન હતી કારણ કે અમારે બેનોને વાતો ઘણી વહાલી હોય છે જેથી સારા પુસ્તકો વાચ્યા નહિ, તેમજ અભ્યાસ કર્યો નહિ, પણ હવે સારા પુસ્તકો વાચીશ, અભ્યાસ કરીશ, જેનાથી પક્ષપાતનો ત્યાગ કરી સત્ય ધર્મને જાણીશ, અને અ કરીશ ગુણી પુરૂષોનો આદર કરીશ, અને આડ બગમા કદી ફસાઇશ નહિ, એ ચોકસ જાણશો. કારણ કે આજ કાલ આ ડબર દુનિયામા બહુ વધી પડયો છે, પણ હુ કદી લોક લજ્જાથી જોડાઇશ પણ હૃદયથી ન્યારીજ રહીશ

સાધ્વીજી—સાબાશ છે બહુ તી શ્રાવિકા, તમારા જેવા લાયક માણસને તો એમજ વર્તવુ જોઇએ

ઉપર પ્રમાણે સોળમો વિશેષજ્ઞ ગુણ જાણી તે પ્રમાણે વર્તન રાખજો.

૧૭–વૃદ્ધાનુગ–અવસ્થાવાન, પુરૂષ પરિપકવ બુદ્ધિવાળો એટલે પરિણામ જેના સુદર હોય અર્થાત્ વિવેક વગેરે ગુણોથી સહિત હોય છે કહ્યુ છે કે—

तप -श्रुत-धृति-ध्यान-विवेक-यम-सयमै'
ये वृद्धास्तेऽत्र शस्यते, न पुन. पलिताङ्कुरै

અર્થ—જેઓ તપ, શ્રુત, ધૈર્ય, ધ્યાન વિવેક, યમ અને સ યમથી વધેલા હોય તેવાઓને વૃદ્ધ જાણવા, નહિ કે જેમને ધોળા વાળ આવ્યા હોય તે વૃદ્ધ લેખાય.

ઉપર બતાવેલા ગુણો જે પુરૂષમા હોય તેજ ખરેખર વૃદ્ધ છે, પણ ધોળા વાળ આવી ગયા હોય, એટલે માથુ સફેદ થઇ ગયું હોય અને ગુણ એક પણ ન હોય, તો વૃદ્ધ કેમ કહી શકાય ? વળી કહ્યું છે કે—

सत्तत्त्वनिकपोद्भूत, विवेक लोकवर्धितं,
येषां बोधमय तत्त्वं, ते वृद्धा विदुपा मताः

અર્થ—ખરા તત્વરૂપ કસોટીથી પ્રગટેલુ અને વિવેકરૂપ પ્રકાશથી વૃદ્ધિ પામેલુ જ્ઞાનમય તત્ત્વ જેમણે મેળવ્યું હોય તેવા પુરૂષોને પંડિત જનો વૃદ્ધ ગણે છે વળી કહ્યું છે કે—

प्रत्यासत्ति समायातैः, विपयैः स्वान्तरजकैः
न धैर्यं स्खलितं येषां, ते वृद्धा' परिकीर्तिताः

અર્થ—પ્રાપ્ત થએલા મન હરનાર વિષયો વડે જેનુ ધૈર્ય તુટે નહિ તે વૃદ્ધો જાણવા, એટલે ગમે તેવા મનોહર વિષયો મળે તેમા જેઓનુ મન લલચાય નહિ, તે ખરેખર વૃદ્ધ પુરૂષો જાણવા

વળી જેમના આચાર પવિત્ર છે, કે જેને લઇને કોઈ પણ મનુષ્ય સ્વપ્નામા પણ તેનું વિરૂદ્ધ બોલી શકે નહિ, અને તેવા આચારવાળા ભાગ્યશાળી પુરૂષો યૌવનમા છતા તેમને

સુશીલ જનો વૃદ્ધ માને છે વળી બીજી બાજુ આમ પણ કહેવાય છે કે વૃદ્ધાવસ્થામા શરીરનું જોર ઘટી જાય છે, જેથી તેવા પ્રાણીઓની બુદ્ધિ સ્વસ્થ થાય છે અને જુવાનો તત્વો ને સમજેલા છતા પણ કોઇ સ્થળે વિકાર પામી જાય છે મનુષ્યની જેમ જેમ વૃદ્ધાવસ્થા થતી જાય છે, તેમ તેમ શિથિલ થતો જાય છે, જેથી તેમની વિષય તૃષ્ણા ઘટતી જાય છે, પણ જો વિષય તૃષ્ણા વૃદ્ધ થયા છતા ઘટે નહિ તો મહાન્ ખેદની વાત છે

સારાંશ એ છે કે વૃદ્ધ છતા પણ હેયોપાદેયના જ્ઞાનથી રહિત હોય, એટલે અમુક ત્યાગ કરવા લાયક છે, અમુક ગ્રહણ કરવા લાયક છે, તેવા જ્ઞાનથી રહિત હોય તો તે તરૂણોનો સરદાર જાણવો અને તરૂણ છતાં પણ હેયોપાદેયને બરાબર સમજી તે પ્રમાણે ચાલતો હોય તે વૃદ્ધ સમજવો

માટે એવા પ્રકારનો વૃદ્ધ પુરૂ પાપાગારમા એટલે ભુડા કામમા નહિજ પ્રવર્તે કેમકે તે ખચ્ચિત જેવી રીતે છે તેવી રીતે તત્વને સમજેલો હોય છે, જે માટે વૃદ્ધ પુરૂષ પાપમા પ્રવર્તતો નથી, તે માટે વૃદ્ધના પાછળ ચાલનાર એટલે તેને અનુસરનાર તે વૃદ્ધાનુગ પુરૂષ પણ એવીજ રીતે પાપમા પ્રવર્તતો નથી, જેથી વૃદ્ધાનુગ પુરૂષ બુદ્ધિમાન થાય છે કારણ કે સોબત તેવી અસર થાય છે જેથી આગમમા કહેલુ છે કે—

**उत्तमगुणसंसग्गो, सीलदरिद्दपि कुणइ सीलड्ढं।**
**जह मेरुगिरिविलग्ग, तणंपि कणगत्तणमुवेइ।**

અર્થ—ઉત્તમ ગુણવાનની સોબત શીળહીનને પણ શીળવાન કરે છે જેમકે મેરૂપર્વત પર ઉગેલુ ઘાસ પણ સોનારૂપે થઇ જાય છે

માટે ઉપર બતાવેલા ગુણવાળા વૃદ્ધ પુરૂષોની સોબત કરવી જેથી હે શ્રાવિકા બેન ! જરૂર ગુણની વૃદ્ધિ થશે.

શ્રાવિકા—હે ગુરૂજી ! આપે કહ્યુ તે અક્ષરે અક્ષર સત્ય છે પણ અત્યાર સુધી સાચા વૃદ્ધ કોને કહેવા તે હુ સમજી નહતી, જેથી હુ તો એમ જાણતી હતી કે વયે કરી મોટા હોય તે વૃદ્ધ કહેવાય પણ ખરેખર તત્ત્વને જાણનાર અને ઇન્દ્રિયોને જીતનાર વૃદ્ધ પુરૂષ કહેવાય, અને એવા પુરૂષોની કરણી પ્રમાણે વર્તીએ તો જરૂર આપણુ શ્રેય થાય તો હવે હુ એવીજ રીતે વર્તીશ

સાધ્વીજી—ખરેખર ઉપર પ્રમાણે કહેલ વૃદ્ધાનુગપણારૂપ સત્તરમા ગુણ પ્રમાણે વર્તજો

**१८ विनय**—વિનય એજ સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર વગેરે ગુણોનું મુળ છે, અને તે ગુણો સુખના મુળ છે,

એટલે વિશેષે કરી નાશ કરી શકાય આઠ પ્રકારના કર્મ જેના વડે તે વિનય કહેવાય છે એમ જિનસિદ્ધાતની નિરૂક્તિ છે

ચાર ગતિના કારણ સ સારને વધારનારૂ જે આઠ પ્રકારનુ કર્મ છે, તે વિનયથી દુર થાય છે, એમ વિદ્વાનો કહે છે તે વિનય પાચ પ્રકારનો છે જેમકે ૧ દર્શન વિનય, ૨ જ્ઞાન વિનય, ૩ ચારિત્ર વિનય, ૪ તપ વિનય, અને ઔપચારિક વિનય, એ પ્રમાણે પાચ પ્રકારે વિનય જાણવો જેનું સ્વરૂપ નીચે પ્રમાણે કહે છે

પ્રભુએ દ્રવ્યાદિક જે પ્રમાણે કહેલા છે તેની શ્રદ્ધા કરવી તે દર્શન વિનય કહેવાય છે તેમનું જ્ઞાન મેળવ્યાથી જ્ઞાન વિનય થાય છે ક્રિયા કરવી તે ચારિત્ર વિનય બોલાય છે, અને સમ્યક્ પ્રકારે તપ કરતા તપ વિનય થાય છે,

હવે ઔપચારિક વિનય સ ક્ષેપમા બે પ્રકારે છે—
૧ પ્રતિરૂપ યોગ પૂજનરૂપ, અને ૨ અનાશાતના વિનય

પ્રતિરૂપ વિનય પાછો ત્રણ પ્રકારનો છે—કાયિક વાચિક, અને માનસિક ત્યા કાયિક આઠ પ્રકારનો છે, વાચિક ચાર પ્રકારનો છે, અને માનસિક બે પ્રકારનો છે

કાયિક વિનયના આઠ પ્રકાર આ રીતે છે—૧ ગુણવાન જનને દેખી ઉભા થઇ સામા જવુ તે અભ્યુત્થાન, ૨ તેના

સામે હાથ જોડી ઉભા રહેવુ તે અજલિબધ, ૩ તેમને આસન આપવુ તે આસન પ્રદાન, ૪ તેમની ચીજ વસ્તુ લઈ ઠેકાણે રાખવી તે અભિગ્રહ, ૫ તેમને વદન કરવુ તે કૃતિકર્મ, ૬ તેમની આજ્ઞા સાભળવા તૈયાર રહેવુ તે શુશ્રૂષા, ૭ તેમની પાછળ જવુ તે અનુગમન, અને ૮ તેમની પગચપી કરવી તે સમાધન આ આઠ પ્રકારનો કાયિક વિનયનો સાગશ એ છે કે કોઈ ગુણવાન્ મનુષ્ય આપણે ઘરે આવે તો ઉપર બતાવેલ પ્રકાર પ્રમાણે કાયિક વિનય અવશ્ય કરવો

વાચિક વિનયના ચાર પ્રકાર આ રીતે છે—૧ હિતકારી બોલવુ એટલે બીજા જીવોનુ હિત થાય તેવુ બોલવુ, ૨ ખપ પુરતુ બોલવુ નકામા ગપ્પા મારવા નહિ, ૩ મધુર બોલવુ એટલે સામાને પ્રિય લાગે તેવુ બોલવુ, કડવી ભાષાથી વેગળા રહેવુ, ૪ અનુસરતુ બોલવુ

માનસિક વિનયના બે પ્રકાર આ રીતે છે—૧ અકુશલ મનનો નિરોધ કરવો, એટલે ભુડુ ચિતવવુ નહિ, ૨ કુશળ મનની ઉદીરણા કરવી, એટલે ભલુ ચિતવવુ, આ રીતે પ્રતિપત્તિરૂપ ત્રણ પ્રકારનો વિનય કહ્યો

હવે અનાશાતના વિનયના બાવન પ્રકાર છે તે આ રીતે છે—તીર્થંકર, સિદ્ધ, કુળ, ગણ, સઘ, ક્રિયા, ધર્મ,

જ્ઞાન, જ્ઞાની, આચાર્ય, સ્થવિર, ઉપાધ્યાય અને ગણિ એ તેર પદની આશાતનાથી દૂર રહેવુ, ભક્તિ કરવી, બહુમાન કરવુ, તેમજ પ્રશંસા કરવી, એમ ચાર પ્રકારે તેર પદ ગણુતા બાવન પ્રકાર થાય છે, આવા પ્રકારનો વિનય સર્વ ગુણોનું મૂળ છે

વિનયજ જિન શાસનનુ મૂળ છે, માટે અવશ્ય સાધુઓએ વિનીત થવુ જોઇએ કારણ કે વિનય રહિત મનુષ્યોને ધર્મ અને તપ ક્યાંથી હોય ? કહ્યુ છે કે—

विणया नाण, नाणाउ दंसण, दंसणाउ चरण तु,
चरणाहितो मुक्खो, मुक्खे सुक्ख अणाबाह.

અર્થ—વિનયથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનથી દર્શન પ્રાપ્ત થાય છે, દર્શનથી ચારિત્ર પ્રાપ્ત થાય છે ચારિત્રથી મોક્ષ પ્રાપ્ત થાય છે, અને મોક્ષ પ્રાપ્ત થતા અનંત અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય છે.

વળી સમ્યક્ જ્ઞાન, દર્શન, અને ચારિત્ર એજ મોક્ષનો માર્ગ છે માટે હે ભવ્ય ! મોક્ષની ઇચ્છાવાળા જીવોએ વિનય ગુણનુ સેવન કરવુ, ઉદ્ધતાઇ છોડી દેવી

શ્રાવિકા—હે પૂજ્યપાદ ગુરૂણીજી મહારાજ ! વિનય જ [illegible] આપના સદુપદેશથી બરાબર સમજી છુ,

પ્રથમ તેથી અજ્ઞાત હોવાથી ઉદ્ધતપણે વર્તી છુ, અને અત્યાર સુધી કોઇનો વિનય બનાવી સાચવી શકી નથી જેથી મારા હૃદયમા મને ખેદ થાય છે, કે મારી શુ ગતિ થશે

સાધ્વીજી—હે ભવભીરૂ શાન્તિા બેન ! હવે ખેદ કરવાની જરૂર નથી "જાગ્યા ત્યારથી સવાર" તે કહેવત મુજબ હવેથી વિનય ગુણને સારી રીતે પાળજો વિનયથી વૈરિપણ વશ થાય છે, આ પ્રમાણે અઢારમો વિનય ગુણ જાણવો

૧૯ કૃતજ્ઞતા—કૃતજ્ઞ એટલે કર્યા ગુણને જાણનાર ધર્મ ગુરૂ વગેરેને ખરી બુદ્ધિથી પરમોપકારી ગણીને તેમનું બહુ માન કરે છે એટલે ગૌરવથી જુએ છે કે આ મારા પરમ ઉપકારી છે, એમણે વિના કારણ મારા ઉપર વત્સલ લાવી મને આ અતિ ઘોર સસારરૂપ કૃવામા પડતા ઉદ્ધર્યો છે, એવી રીતની તત્ત્વ બુદ્ધિથી એટલે પરમાર્થવાળી મતિથી ઉપકારીઓનો ઉપકાર સ્વપ્ને પણ ભૂલતો નથી અને તે આગમના વચનનો વિચાર કરે છે કે, માબાપનો સ્વામીનો અને ધર્માચાર્યનો આ ત્રણ જણાના ઉપકારનો બદલો વાળવો ઘણો મુશ્કેલ છે

કોઇ પુરૂષ પોતાના મા બાપને સાંજ સવાર શતપાક અને સહસ્રપાક અથવા અ [illegible]
પ્રકારના તેલથી ચો [illegible]

સર્વ ઉત્તમ પ્રકારના વસ્ત્ર અલંકાર પહેરાવી પવિત્ર વાસણમાં અઢાર શાક સહિત સુંદર ભોજન જમાડી જીંદગી સુધી પોતાના ખભા ઉપર ઉપાડતો રહે, તેટલાથી પણ તે મા બાપના ઉપકારનો બદલો વાળી શકાય નહિ કારણ કે જે નવ માસ ભાર ઉપાડી બાળપણમાં ક્ષણે ક્ષણે સ્તનપાનની ચિંતા કરનારી, મૂત્ર કે વિષ્ટાથી જરા કપડું બગડે તે સાફ કરનારી, ઉત્તમ પ્રકારના ભોજનનો ત્યાગ કરી બાળકને અનુકુળ આવે તેવું ભોજન કરનારી, રાત્રે પણ સુખે નિદ્રા નહિ લેનારી, એવી ઉપકારી માતાનો ઉપકાર તથા વિદ્યાદાન આપનાર તથા ગુણોમાં વૃદ્ધિ કરાવનાર ઉપકારી પિતાના ઉપકારનો બદલો ઉપર પ્રમાણે બતાવેલ સેવાથી નજ વળી શકે પણ જો તે પુરૂષ મા બાપને કેવલિભાષિત ધર્મ કહી સમજાવી બતાવી તેમાં તેમને સ્થાપે, એટલે ધર્મમાં જોડે, અને દુર્ગતિમાં જતા અટકાવે ત્યારેજ મા બાપના ઉપકારનો બદલો વાળ્યો ગણાય.

કોઇ મહર્દ્ધિક કોઇ દરિદ્રને ટેકો આપી ઉંચો કરે ત્યારે દરિદ્રી ઉંચો ચડ્યો થકો આગળ પાછળ બહુ બુદ્ધિવાન્ થઈને રહે, એવામાં તે મહર્દ્ધિક કોઈક વેળાએ દરિદ્રી થઈને તે પેલા દરિદ્રીની પાસે આવે ત્યારે તે દરિદ્રી તે શેઠને પોતાનું સર્વસ્વ પણ આપી દે તો પણ તેનો બદલો વળી શકતો નથી, પણ જો તે દરિદ્રી તે સ્વામીને કેવલિભાષિત

ધર્મ કહી સંભળાવી બતાવી ધર્મમા જોડે તો તે સ્વામીનો બદલો વાળી શકે.

કોઇ પણ પુરૂષ તેવા પ્રકારના સાધુ કે કોઇ પણ મનુષ્યની પાસે એક આર્ય ધાર્મિક સુવચન સાંભળી કાલક્રમે મરણ પામી કોઈ પણ દેવલોકમા દેવતાપણે ઉપજે, ત્યારે તે દેવ તે ધર્માચાર્યને દુકાળવાળા દેશથી હરીને સુકાળવાળા દેશમા દાખલ કરે, અગર અટવીમાથી ખેંચી વસતીવાળા પ્રદેશમા આણે, અથવા ઘણા વખતથી રોગે પીડાયલાને રોગથી મુક્ત કરે, તો પણ તે ધર્માચાર્યનો બદલો વળી શકતો નથી. પણ જો તે ધર્માચાર્યને કેવલિ ભાષિત ધર્મ કહી સમજાવી બતાવી ધર્મમા જોડે તો તેનો બદલો વળી શકે છે. વાચક મુખ્ય શ્રી ઉમાસ્વાતિ મહારાજે કહ્યુ છે કે—

**दुःप्रतिकारौ माता पितरौ स्वामी गुरुश्च लोकेऽस्मिन्**
**तत्र गुरुरिहामुत्र च सुदुष्करतरप्रतीकारः**

અર્થ—આ લોકમા માતા પિતા, સ્વામી અને ગુરૂ એ દુષ્પ્રતિકાર છે, એટલે જેનો દુખે બદલો વાળી શકાય પણ તેમા વળી ગુરૂ મહારાજ આ ભવ અને પરભવ બન્નેનુ હિત કરનાર હોવાથી અતિશય દુષ્પ્રતિકાર છે એટલે ગુરૂ મહારાજનો બદલો કોઈ પણ રીતે વાળી શકાય તેમ

નથી તો કૃતજ્ઞતા ભાવથી કરેલા ગુરૂજનના બહુ માનથી ગુણોની એટલે ક્ષાતિ વગેરેની અથવા જ્ઞાન વગેર ગુણોની વૃદ્ધિ થાય છે તે કારણથી કરેલા ઉપકારને ભૂલી જવા નહિ કારણ કે કરેલા ઉપકારોને ભૂલી જઇએ તો પ્રાસ થએલા ગુણો પણ ટકી શકે નહિ, માટે ગુણોની ખાતર હે શ્રાવિકા બેન ! કૃતજ્ઞપણા રૂપ ગુણને પાળજો.

શ્રાવિકા—હે ઉપકારી ગુરૂણીજી મહારાજ ! અત્યાર સુધી કૃતજ્ઞ ગુણને ન જાણતી હોવાથી મે કૃતઘ્નપણુ જ કરેલ છે જેથી મારી અધોગતિ થવાની જે માત પિતા જ્ઞાનદાતા ધર્મ ગુરૂ વગેરેના ઉપકાર નો બદલો કરવો તો બાજુમા રહ્યો તેવાની લોકો જ્યારે નિંદા કરે ત્યારે તેઓની સાથે સમ્મત થઇ મે ઉપકારીઓની નિંદા કરી છે તેઓના અવર્ણવાદ બોલી ખરેખર મારી જીભને મે કલુષિત કરી છે, મારી પાસે અધિક ચીજ હોય, અને ઉપકારીઓને તે ચીજનો ખપ હોય, છતા લોભને વશ થઇ તુચ્છ હૃદયથી આપી નથી તેથી ઘણો પશ્ચાત્તાપ થાય છે

સાધ્વીજી—હે બેન ! ખેદ કરવાની જરૂર નથી, પણ હવે તેવુ કરશો નહિ

શ્રાવિકા—હવેથી તેમ નહિ કરૂ, કારણકે કૃતઘ્નપણું એટલે કર્યા ગુણને ઓળવવાથી દુર્ગતિમા જવુ પડે મારા

થી ઉપકારીઓના ઉપકારનો બદલો વળશે તેટલો વાળીશ પણ તેવા પૂજ્યોનો અપકાર તો નહિજ કરૂ, તેમ તેઓના અવર્ણવાદ નહિ બોલું

સાધ્વીજી—હે પાપથી ભીરૂ શ્રાવિકા બેન! તમારા જેવા સુજ્ઞને તો ઉપકારીના ગુણોનું સ્મરણ કરવુ, તેઓના ગુણો ગાવા, તેમના પાસે હાજર થવુ, જોઇતી ચીજો આપણી પાસે હોય તો લોભદશાનો ત્યાગ કરી આપવી, હે શ્રાવિકા બેન! આ કૃતજ્ઞપણુ રૂપ ઓગણીશમો ગુણ બરાબર રીતે સાચી પાળવા પ્રયત્ન કરશો

૨૦ परहितार्थकारी—(પરોપકાર) એટલે પરજીવનુ હિત સાધવામા તૈયાર રહેનાર જે હોય તે પુરૂષને ધન્ય છે કેમકે તે ધર્મના પાગ હેતુને બરાબર રીતે જાણનાર હોવાથી નિસ્પૃહ મહા બળવાન્ થઇને બીજાઓને પણ સારા માર્ગમા સ્થાપે છે જે સ્વભાવેજ બીજાઓનું હિત કરવામા અતિશયે કરીને તત્પર હોય તે પુરૂષને ધન્ય જાણવો, અર્થાત્ તે ધર્મરૂપ ધનને પામવા યોગ્ય હોવાથી ધન્ય કહેવાય છે

સારી રીતે ધર્મના તત્ત્વને સમજનાર ગીતાર્થ એટલે આગમના અર્થને બરાબર રીતે જાણનાર પુરૂષ બીજા જીવોનુ હિત કરી શકે છે, પણ અગીતાર્થ એટલે જેને શાસ્ત્રનુ

જ્ઞાન નથી, તેવો પુરૂષ પરહિત કરવા ચાહે તો કરી શકે નહિ કારણ કે અજ્ઞાની પુરૂષથી બીજાનું હિત કેવી રીતે થઇ શકે ? મતલબ કે તેવો અગીતાર્થ પુરૂષ પરહિત કરી શકતો નથી જે માટે કહેલું છે કે, અજ્ઞાનીથી બીજું દુખ ભરેલું શું છે, કે જે શાસ્ત્રનો શો પરમાર્થ છે, તે સમ્યક્ રીતે જાણ્યા વિના બીજાને ખોટો ઉપદેશ આપી ભારે દુખમા પાડે છે પણ ગીતાર્થ થએલો પુરૂષ બીજા અજાણ જનોને સદ્દગુરૂ પાસે સાભળેલ આગમના વચનોને બરાબર રીતે સમજાવી ધર્મમા સ્થાપે છે, અને બાળકોમા જે ગીદાતા હોય, તેમને હેતુ દ્રષ્ટાન્ત આપી આગમના વચનોને સારી રીતે સમજાવી ધર્મમા સ્થિર કરે છે આ પરહિત ગુણ સાધુ અને શ્રાવક બન્નેને સરખી રીતે લાગુ પડે છે, એટલે જેવી રીતે સાધુમા હોય તેવી રીતે શ્રાવકમા હોય કે તેથી શ્રાવકને પણ પોતાના સ્થાનના અનુસારે દેશનામા પ્રવર્તવાની સમતિ આપી છે, જે માટે પાચમા અગના બીજા શતકના પાચમા ઉદેશમા કહ્યુ છે કે—

હે પૂજ્ય ! તેવા પ્રકારના શ્રમણ મહાનની પર્યુપાસના કરતા તેનું શુ ફળ થાય ? હે ગૌતમ ! પર્યુપાસનાથી શ્રવણ થાય, એટલે સાભળવુ થાય સાભળવાથી શુ થાય ? જ્ઞાન થાય જ્ઞાનથી વિજ્ઞાન થાય, એટલે વિશિષ્ટ જ્ઞાન થાય

છે કેમકે શ્રુત જ્ઞાનથી હેય [ ત્યાગ કરવુ ] અને ઉપાદેય [ ગ્રહણ કરવુ ] તેનો વિવેક કરાવનાર વિજ્ઞાન ઉત્પન્ન થાય, તેનાથી પ્રત્યાખ્યાન એટલે નિવૃત્તિ થાયછે કેમકે વિશિષ્ટ જ્ઞાનવાળો પુરૂષ પાપનુ વર્જન કરે છે, અને તેનાથી સયમ થાય છે કેમકે પ્રત્યાખ્યાન કરનારને સયમ હોય છે, તેનાથી અનાશ્રવ થાય છે જે માટે સયમવાળો પુરૂષ નવા કર્મો બાધતો નથી તેનાથી તપ કરી શકાય છે કેમકે અનાશ્રવી હોય, તે લઘુકર્મી હોવાથી તપ કરવા સમર્થ થાય છે, તપથી કર્મની નિર્જરા થાય છે, કેમકે જેમ અગ્નિની અદર ગમે તે વસ્તુ ભસ્મીભૂત થાય તેમ ગમે તેના પ્રકારના કર્મ હોય પણ તપરૂપી અગ્નિથી બળીને ભસ્મીભૂત થાય છે એટલે તપથી જુના કર્મ ક્ષય પમાડાય છે તેનાથી અક્રિયા એટલે યોગનિરોધ થાય છે કેમકે કર્મની નિર્જરાથી યોગ નિરોધ કરી શકાય છે, અને તેનાથી સિદ્ધિરૂપ છેલ્લુ ફળ એટલે કે બધા ફળના અંતે રહેલુ ફળ પ્રાપ્ત થાય છે વળી ધર્મદાસ ગણિ પૂજ્યે પણ ઉપદેશમાળામા કહ્યુ છે કે—

શ્રાવક હમેશા મુનિમહારાજને વદન કરે, શાસ્ત્રના અર્થ પૂછે, તેમની સેવા કરે, ભણે, સાભળે, ચિતવે, અને બીજા જીવોને ધર્મ કહે તે શ્રાવક નિસ્પૃહ મનવાળો હોય કેમકે સ્પૃહાવાળો હોય, અને શુદ્ધ માર્ગનો ઉપદેશ કરે તો પણ પ્રશસાને પામતો નથી તે માટે કહ્યુ છે કે.—

તપ શ્રુત એ બે પરલોકથી પણ અધિક તે વાળા
પણ તેજ સ્વાર્થી બનેલા માણસ પાસે હોય તો નિ
થઇ તણખલા તુલ્ય થાય છે કારણ કે મહા સત્વવ
જનોમા પરોપકાર તત્પરતા, નિસ્પૃહતા, વિનીતતા, સત્ય
ઉદારતા, વિદ્યાવિનોદતા, અને હમેશા અદીનતા વીગેરે ગુ
હોય છે એવા ગુણવાળા સત્વવાન્ પુરૂષો જગતમા ઉપ
ી શકે છે એટલે જેને કોઇપણ સ્વાર્થવાળી ઇચ્છા
ય તેમજ વિનયવાન હોય, સત્યપણુ જેનામા જળકી
ય, અને ઉદારતા ગુણ એવો હોય છે કે પોતા પ
ઇ પણ યાચના કરવા આવે તો તે ચીજ પોતા પ
ય તો લોભનો ત્યાગ કરી હસતે ચહેરે આપે,
શ્વાસ ઉત્તમ પ્રકારનો હોય, એટલે ઉપકાર કોનો ક
ી રીતે કરવો વીગેરેનુ જ્ઞાન સારી રીતે હોય,
નો સ્વભાવ આનંદિત હોય, તેજ પુરૂષ સત્વવાન્ કહેવ
ાટે હે શ્રાવિકા બેન! આ ઉપકાર ગુણ સામગ્રી કાર્ય
કજો,

શ્રાવિકા—હે ગુરૂણીજી મહારાજ! આપે ઉપકાર
તાવ્યો તે સાભળી હુ ઘણીજ ખુશી થઇ છુ, પણ
મારી એવી જીજ્ઞાસા છે કે આ ઉપકાર ગુણ કોઇ પી
રીત આગમમા હશે કે કેમ? તે કૃપા કરી સમજાવશો

સાધ્વીજી—હા, નંદીજીસૂત્રમા પૃષ્ઠ ૧ લી તરફ ઉપકાર દ્રવ્યથી તથા ભાવથી બે પ્રકારે કહ્યો છે

દ્રવ્ય ઉપકાર ઘણા પ્રકારનો છે—ધાન્ય દેવુ, એટલે અન્ન દેવુ, પાણી વિગેરે પીવાના પદાર્થ દેવા, તથા સોનુ રૂપુ ધન દેવુ, તેવી રીતે ઘણા પ્રકારે દ્રવ્ય ઉપકાર થઇ શકે છે પણ દ્રવ્ય ઉપકાર એકાતે નથી, કારણ કે કદાચિત્ થાય ખરો, અને કદાચિત ન પણ થાય જેમકે ઘણુ ખવરાવવાથી કોઈ માણસને ઝાડા વિગેરે અનેક પ્રકારના રોગો થાય છે, તથા પૈસા વિગેરે દેવાથી તે માણસ પૈસાના સાધનથી ખોટે રસ્તે ચડી જાય છે, એટલે પૈસા મળે તેથી વ્યસનોમા જો ચડી જાય તો ઉપકારને બદલે અપકાર કર્યો કહેવાય તેમ દ્રવ્ય ઉપકાર આત્યતિક નથી કારણ કે થોડા કાળ રહેવાવાળો છે, એટલે કોઇ માણસને કોઈ જીવને અનાજ પૈસા વિગેરે આપ્યુ હોય તે થોડો વખત રહી શકે છે માટે પરોપકાર ભાવથકી જીનેશ્વર પ્રભુનો કહેલો ધર્મ પમાડનો, તે ભાવ ઉપકાર એકાતિક છે કારણ કે તે પ્રભુના ધર્મ પમાડવારૂપ ભાવ ઉપકારથી અવશ્ય માણસને લાભ થાય છે વળી તે ભાવ ઉપકાર આત્યતિક છે, એટલે પરપરા શાશ્વત એવા મોક્ષપદને આપનાર હોવાથી આત્યતિક સમજવો

હે ધર્મપરાયણ શ્રાવિકા ! આ ઉપકાર-ગુણને તમો કદી ભૂલશો નહિ, જરૂર તે ગુણ તમારા હૃદયમા ઉતારીને પરજીવોનુ હિત થાય તેમ વર્તજો કારણકે ગુણ જે છે તે મનુષ્ય ભવ પામ્યાની સફળતા છે

શ્રાવિકા—હે વિદ્વાન્ ગુરૂણીજી મહારાજ ! આ ઠાગ સુધી ઉપકાર કોનો કરવો, ઉપકાર કરવાને કેવા જીવ લાયક હોય દ્રવ્ય તથા ભાવ ઉપકાર શુ ચીજ છે, તે હુ જાણતી નહતી તેથી મે કોઇનો અત્યાર સુધીમા ઉપકાર કરેલ નથી, પણ આપના અમૃતમય ઉપદેશથી મારૂ હૃદય ઉપકાર પ્રત્યેજ દોરાઇ રહેલુ છે, માટે આ ગુણ કાર્યમા મુકીશ.

સાધ્વીજી—હે ચતુર શ્રાવિકા ! તમોને ધન્ય છે, કે આવી ઉત્તમ પ્રકારની તમારી ભાવના છે, તેથી હુ ખુશી થાઉ છુ, ઉપર પ્રમાણે પરહિતાર્થકારી નામે વીશમો ગુણ જાણવો

૨૧ લબ્ધલક્ષ્ય—લક્ષ એટલે જાણે-હલકુ જ્ઞાનાવરણી કર્મ હોવાથી પ્રાપ્ત થયાની માફક પ્રાપ્ત થયુ છે, શીખવા લાયક અનુષ્ઠાન જેને તે લબ્ધલક્ષ પુરૂષ સુખે એટલે વગર કલેશે કટાળો આપ્યા વગર સમસ્ત ધર્મ કૃત્ય ચૈત્યવંદન, ગુરૂવંદન વગેરે પૂર્વ ભવે શીખેલુ હોય તેમ બધુ જે જે ભણે તે જલદી આવડી શકે છે તેમ જાણી

શકે છે, કારણકે દરેક જન્મમા જીવોએ જે કાઇ સાગ ખો ટાનો અભ્યાસ કરેલ હોય છે તે તેજ અભ્યાસના બળે કરી આ ભવમા સુખે શીખી શકે છે આ અનુભવ આપણે પ્રત્યક્ષ દેખી શકીએ છીએ એક માણસ ઘણી મહેનત કરે છતા તેનામા સારા જ્ઞાનગુણ વગેરે ન આવે, અને એક માણસને વિદ્યાગુરૂ સહેજ ભણાવે કે તુરતજ આવડી જાય છે, સત્સગ મળતા સારા ગુણને મેળવે છે અને એક માણસ સત્સગમા પોતાની આખી જીદગી પુરી કરે પણ એકપે ઉત્તમ પ્રકારનો ગુણ મેળવીને પોતાના દુર્ગુણ છોડતો નથી ત્યારે જે માણસને વિદ્યાગુરૂ તથા સત્સગ નિમિત્ત માત્ર થાય છે તેટલામા સારા ગુણોની પ્રાપ્તિ કરી શકે છે, તે માણસે ખરેખર પૂર્વભવમા ગુણોની પ્રાપ્તિ કરેલી હોય છે તેમ સમજવું અને જે માણસને વિદ્યાગુરૂ ઘણી મહેનત કરીને ભણાવે, પોતે ઘણો સમય સત્સગમા રહે, તો પણ તેને ભણેલુ યાદ રહેતુ નથી, અર્થ સમજાતા નથી, સારા ગુણોની પ્રાપ્તિ થતી નથી તે માણસને પૂર્વભવે સારો અભ્યાસ નહિ હોવાથી દાખલા તરીકે ઘણા ભવનો અભ્યાસ બાળો દેવી તથા સાભળવી તથા લગ્નના ગીત ગાવા, નિદા કરવી, રડવુ, કુટવુ, આ વગેરે કોઇ પણ ન શિખવાડે છતા જલદી આવડે છે અથવા કોઇકે આપણને ગાળ દીધી હોય તો ઘણા વખત સુધી ભૂલી જવાતુ નથી તેનું કારણ આ

જીનને અનાદિ કાળથી માઠા સંસ્કાર હોવાથી અથવા ઉપર બતાવેલ દુર્ગુણો સાથે હોવાથી

માટે આ જીવે હમેશા શુભ કર્મો કરવાની ટેવ પાડવી તેથી દરેક ભવમાં મારા કામો કરવાની ટેવ પડશે એથી ! ચાલાક સુખે કેળવાય એવો થોડા વખતમાં સુશિક્ષાનો પાર ગામી થાય છે, માટે હમેશા સુશિક્ષિત બનવું

હે શ્રાવિકા બેન ! તમારી ઉત્તમ પ્રકારની જીજ્ઞાસા હતી તેથી શ્રાવક શ્રાવિકાના એકવીશ ગુણનુ વર્ણન શ્રી ધર્મ રત્ન પ્રકરણમાથી ખેચી સક્ષેપથી કહ્યુ છે, વિસ્તાર તે ગ્રન્થથી જાણી લેજે

શ્રાવિકા—હે ભાવ ઉપકારી ગુરૂણીજી મહારાજ ! આપે મારા ઉપર ભાવ દયા વરસાવીને અમારા ગુણોનુ જે મને જ્ઞાન આપ્યું છે, તેથી ખરેખર આપે મારો અજ્ઞાન દશામાથી ઉદ્ધાર કર્યો છે કારણ કે પ્રભુ વીરના પુત્ર પુત્રીને શ્રાવક શ્રાવિકાની અંદર આ એકવીશ ગુણો જરૂર હોવા જોઈએ આ એકવીશ ગુણોની પ્રાપ્તિ કરી મહાવીર પુત્રી એવુ નામ સાચુ મેળવીશ. તેવી હુ આપનો અંતઃકરણ પૂર્વક આભાર માનુ છુ શાસનમા આપ જેવાજ સાધ્વીજીઓ હોવા જોઈએ જેથી શાસનની ઉન્નતિ થાય કારણ કે શ્રાવિકાઓને સુધારવી, તે આપના હાથમા છે જ્યારે શ્રાવિકા સુધરશે, ત્યારે

સંઘ સુધરી શકે કેમકે શ્રાવિકાઓના હાથમા બાળક અને બાલિકાઓની જીવણુ દોરી છે, તે બાળક બાળિકાઓની અ દરથી શ્રાવક, શ્રાવિકા, સાધુ અને સાધ્વી થાયછે માટે આપ જેવા વિદ્વાન્ ગુરૂણીજીઓની ખાસ કરી શાસનમા જરૂરી છે મારા પાસે એવુ જ્ઞાન નથી, કે જેથી આપના ગુણોની સર્વથા પ્રશસા કરૂ, એટલે આપના ગુણોની પ્રશસા હુ કોઇ રીતે કરી શકુ તેની મારામા શક્તિ નથી

સાધ્વીજી—હે બેન ! મારો ઉપકાર માનવો તથા મારી પ્રશસા કરવી તે કાઇ જરૂર નથી કારણુ કે અમારો સાધ્વી જીઓનો પરોપકાર કરવાનો ધર્મ છે એ મારી ફરજ બજાવી છે, તેથી કાઇ વધારે કરેલ નથી

શ્રાવિકા—અરે ઉપકારી ગુરૂજી ! એવુ તો નજ બોલશો કે મે કાઇ અધિક કરેલ નથી, જો કે સજ્જન જીવોને પોતાના ગુણો સાભળવા ગમતા નથી પણુ આ જમાનામા જો આપ જેવા સાધ્વીઓ સમયને અનુસાર જ્ઞાન મેળવે તો તમારી અને અમારી આ દશા હોય ખરી ? એટલે નજ હોય આજ કાલ હુ જે જે ઉપાશ્રયે જાઉં છુ, અને પ્રશ્નો પૂછુ છુ, પણુ સાધ્વીજી મહારાજો જોઇએ તેવો સતોષકારક ઉત્તર આપી શકતા નથી તેનુ કારણુ મને તો એમ જણાય છે કે સા ધ્વીજી મહારાજ આપની માફક ઘણી મહેનત કરી ભણતા

નથી શુ ભણુતા ન આવડે ? અવશ્ય ઉત્તમ પ્રકારનુ જ્ઞાન મેળવી શકે, પણ એવો નિયમ કરવો જોઇએ કે હમેશા બે કલાક ભણવુ, તેમા અમુક ગાથાઓ કરવી, તથા તેના અર્થ ચિંતવવા, તેમજ અમારી સાથે વાતોમા વખત ન કાઢતા રાતના પ્રતિક્રમણ કરીને તરતજ પોતાનુ પ્રથમ ભણેલુ યાદ કરી જવું, તો થોડા વખતમા સારૂ જ્ઞાન મેળવી શકે ગુરૂ ણીજી ! આ પ્રમાણે બોલવાથી જો અવિનય થયો હોય તો ક્ષમા માગુ છુ આપ તમામ સાધ્વીજીઓ માગ પૂજ્ય છો, અને મારે તમોને ઉપદેશ દેવો તે મારી લાયકાત નથી, પણ મને એટલુ હૃદયમા થઇ આવ્યુ કે મારા પૂજ્યોમા જો જ્ઞાન હશે તોજ અમારી પાસે આવી શકશે. માટે કહેલ છે તો તેથી અવિનય થયો હોય તો તેની વારવાર માફી માગુ છુ

સાધ્વીજી—અરે શ્રાવિકા બેન ! આ શુ તમો બોલો છો ? આમા વળી અવિનય શુ ? જે તમોએ કહ્યુ છે તે સત્યજ કહ્યુ છે અમારે પ્રમાદ છોડીને વિશેષે કરી ઉત્તમ પ્રકારનુ જ્ઞાન મેળવવુ જોઇએ. જ્ઞાન વિના અમારૂ જીવન જોઇએ તેવુ સ્વપરનુ હિત કરી શકે નહિ માટે અમારે અવશ્ય મહેનત કરી ઉત્તમ પ્રકારનુ જ્ઞાન મેળવવુ જોઇએ

શ્રાવિકા—હે ગુરૂણીજી મહારાજ ! હજી મારા લાયક કાંઇ સમજાવવાનું હોય તો તે સમજાવવા કૃપા કરશોજી

## શ્રાવિકાના એકવીશ ગુણનો ગરબો.

શુચીઅલ ગુણવતી બ્હેની સાંભળો રે લોલ,
શ્રાવિકાના ગુણ એકવીશજો;
સહીઅર સહગુણ સદા ધારીએ રે લોલ ૧
પહેલો છે ગુણ ગંભીરતા રે લોલ,
ધારો તે બ્હેની ગુણ આપજો;
થાશો ઉપકારી જગમાં ઘણા રે લોલ ૨
ગંભીરતા સહ રૂપનો રે લોલ,
બીજો છે ગુણ મનોહાર જો,
શોભે શાસન પ્રભુ વીરનું રે લોલ ૩
ત્રીજા તે ગુણને પીછાણજો રે લોલ,
શાંતસ્વભાવ સુખકાર જો;
શાંતિની લ્હેર સદા ચાલશે રે લોલ ૪
સદા સુશીલ થવું હે સખી રે લોલ,
લોકપ્રિય જગમાં થવાય જો,
ચોથો એ ગુણ બ્હેની ઉજવલો રે લોલ ૫

ઇર્ષ્યાનો ત્યાગ કરો મૂળથી રે લોલ.
અક્રૂર ગુણ એ ગણુએ જો,
રહેજે સધાય જેહની ધર્મને રે લોલ. ૬
લોક પરલોક દુખ ચિંતવી રે લોલ,
પાપમા ન પાય જરી જાય જો,
એહવી ભીરૂતા મન ધારીએ રે લોલ ૭
વિશ્વાસઘાત નવી કીજીએ રે લોલ,
અશઠ ગુણ ઉજમાન જો,
આતમ દગાય નહીં આપણો રે લોલ ૮
દાક્ષિણ્યતા ગુણ આઠમો રે લોલ,
પરને ઉપકાર તેથી થાય જો,
જેહેની પુન્યાઇ વધે આપણી રે લોલ. ૯
લજ્જાળુ હોન ભલી શ્રાવિકા રે લોલ,
લાજેણી લાજ સચવાય જો;
લજ્જા ધરે તે બચે પાપથી લોલ, ૧૦
દશમે દયાલુ ગુણને ગણ્યો રે લોલ,
દયાથી દિલ દરીઆવ જો;
પરના તે પ્રાણ નવી દુભવે રે લોલ ૧૧
મધ્યસ્થભાવ મન ધારજો રે લોલ,
સત્યમા ન થાય પક્ષપાત જો,
રાગ દ્વેષ દૂર જાય તેહના રે લોલ. ૧૨

ગુણુરાગી જો બનો બેનડી રે લોલ,
  પ્રગટે તો અલ્પ ગુણુ પ્રેમ જો,
સર્વગુણી વીતરાગ છે રે લોલ ૧૩
  ચાર કથાનક ત્યાગીએ રે લોલ,
ઉત્તમ કથાનક પ્રેમજો;
  નિર્મળ બને નીજ આત્મા રે લોલ ૧૪
સુપક્ષ-યુક્ત ગુણુ ચૌદમો રે લોલ,
  સુપક્ષે ધર્મ શુદ્ધ થાય જો;
એહવો પરિવાર પુન્યવતને રે લોલ ૧૫
  દીર્ઘદર્શી ગુણુ મળી દોહીલો રે લોલ,
વિચારી જે કરે કામ જો,
  લાજ વધારે લખ લોકમા રે લોલ, ૧૬
પીછાણે વસ્તુગત વસ્તુને રે લોલ,
  પુદ્ગલ સગી નવી થાય જો;
વિશેષજ્ઞ ગુણુ એ ગણ્યો રે લોલ ૧૭
  વૃદ્ધાનુગત જ્હેની સૌ થશો રે લોલ,
સુદર એ સાથ ગીતાર્થ કાજ જો;
  ઉત્તમ ગુણુથી ગુણ સાપડે રે લોલ ૧૮
વિનય તે ગુણુ અગ ધારીએ રે લોલ,
  ક્લિષ્ટ અષ્ટ કર્મનો કુઠાર જો,
વલ્લભતા જગમા વધે રે લોલ ૧૯

કૃતજ્ઞતા ગુણ હે સખી રે લોલ,
સમજી ઉતરો અંગ જો,
ઉપકારીનુ ઋણ આપશો રે લોલ ૨૦
પરહિતાર્થકારી ગુણ વીશમો રે લોલ,
લેશ નહિ સ્વાર્થની સગાય જો,
જીવન વિતાવો પરહિતમા રે લોલ ૨૧
લબ્ધલક્ષ્ય ગુણ એકવીશમો રે લોલ,
જ્ઞાનથી સધાય થાય સુખ જો,
પ્રાપ્ત ગુણ હસ્તગતે રાખીએ રે લોલ ૨૨
ગુણના સુગંધી પુષ્પો વીણજો રે લોલ,
ગુંથી માળા ધરો કંઠ જો,
જગમા ઉજમાળ થશે આતમા રે લોલ, ૨૩
સ્થવિરા મુખેથી શીખ સાંભળી રે લોલ,
બ્હેન હરકુવર ગાય જો,
શરદપુનમના દિવસે રે લોલ ૨૪
શિક્ષા સુશીલા બ્હેની ધારજો રે લોલ,
શિવપુર જાવુ છે સ્હેલ જો,
સુખ વિલસે ત્રિભુવન સ્થાનમા રે લોલ ૨૫

નિવેદક,
સદોત ત્રિભુવનદાસ અમરચંદ

સાધ્વીજી—હે વિચક્ષણ શ્રાવિકા! ભાવ શ્રાવકના લિંગનુ સ ક્ષેપથી વર્ણન કહુ છુ, તે સાભળીને હૃદયમા ધારી રાખીને કાર્યમા મુકજો

સરલ મનવાળો, ગુરૂની સેવા કરનારો, તથા આગમમા કુશળ એટલે જીનેશ્વરના મતને જાણનારો મનુષ્ય ખરેખર ભાવ શ્રાવક કહેવાય

હવે કૃતમત ચાર પ્રકારે છે ૧ સાભળવુ, ૨ જાણવુ, ૩ લેવુ, ૪ પાળવુ, તેમા તત્પર હોય તે કૃતમત કર્મ કહેવાય

સાભળવુ એટલે ગીતાર્થ પાસેથી વિનય બહુમાન સહિત મત શ્રવણ કરે. વિનય એટલે ઉઠીને સામા જવુ વિગેરે તે વિનયનુ સ્વરૂપ આગળ વિનય ગુણમા કહેવાઈ ગયુ છે, એટલે મનની પ્રીતિ, તે બન્નેથી સારૂ થાય તેમ મતને શ્રવણ કરે તે, અહીં ચાર ભાગ છે ૧ કોઇ ઠગારો હોય અને વદન કરે, ઉઠીને સામો જાય. આ વગેરે વિનય પૂર્વક જાણવા માટે સા ભળે પણ શાસ્ત્રના બનાવનાર ઉપર બહુમાન ધરનાર ન હોય, કેમકે ભારે કર્મી હોવાથી આગમ તથા સૂત્રના બનાવનાર મહાન્ ઉપકારી ઉપર બહુમાન ધરે નહિ ૨ બહુમાન કરી શકતો હોય, પણ વિનય વગેરે કરે તેવી શક્તિ ન હોવાથી વિનય કરી શકે નહિ માંદો વગેરે જાણવો ૩ કલ્યાણના સમુહને

મહેનત કરે તે જેમ નકામી જાય, તેમીજ રી
અવિનીતને આપેલ ઉપદેશ નકામો જાય છે માટે
અને બહુમાન પૂર્વક જે મત શ્રવણ કરે તે
શ્રાવક કોના પાસેથી સાભળે તે કહે છે ગીતાર્થ પાસે
ગીત એટલે સૂત્ર અને તેનું જે વ્યાખ્યાન તે અર્થ
શાસ્ત્ર અને અર્થ તે બન્નેનો જાણનાર હોય, તેને ગીતા
કહીએ એવા ગીતાર્થ પાસેથી ઉપદેશ સાભળવો
મત ગ્રહણ કરવું, પણ ગીતાર્થ સિવાયની પાસે જો ભણી
સાભળીએ તો વખતે તે ખોટી પ્રરૂપણા કરે તો તેથી
પરીત એટલે ખોટો બોધ થાય, માટે ગીતાર્થ પાસેથી સાભળ

આજકાલ કેટલાએક એવુ બોલે છે કે ઉપદેશ દે
કે ભણાવનાર ગમે તેવો હોય, તેનું આપણે શું કામ છે આ
તો પ્રભુના વચનો જાણવાનું કામ છે, પણ ખરી રીતે
તથા અર્થ બન્નેના જાણનાર ઉત્તમ પુરૂષ પાસે ભણવુ,
સાભળવુ જોઇએ કારણ કે ઉત્તમ પુરૂષ ભવભીરૂ હોય
તેથી કોઈ વખતે પણ ખોટો ઉપદેશ આપે નહિ, શાસ
અર્થને મરડે નહિ, સ્વમતિ કલ્પના કરે નહિ એવા પુ
તો પ્રભુના આગમને અનુસરીનેજ ઉપદેશ આપે તથા ભણ
અને ઉપદેશક ગુરૂ તથા વિદ્યા ગુરૂ પાસેથી એવા પ્રકા
જ્ઞાન મળવુ જોઇએ, કે એમના ઉત્તમ પ્રકારના ચારિત્ર

ખેંચ થીજ આપણા દુર્ગુણો નાસી જાય, અને ક્રમે ક્રમે આપણે પણ ઉત્તમ ગુણો મેળવવાને ભાગ્યશાળી થઈએ, કારણ કે જેની આગળ આપણે ઉપદેશ સાભળવા જઈએ, તથા ભણવા જઈએ, અને તેનો સગ થાય તો તે ઉત્તમ હોય, અને તેઓનુ આચરણ આગમમા બતાવેલ પ્રમાણે ક્રિયાનુષ્ઠાનવાળુ હોય, તોજ આપણામા તેવી ઉત્તમ ક્રિયાઓ આવે, અને ઉત્તમ ક્રિયાઓથી આશ્રવનો રોધ થાય અનુક્રમે શાશ્વત સુખના ભાગી થઈએ, કારણ કે "સોબત તેવી અસર" એ કહેવત અનુસારે હે શ્રાવિકા બેન ! તમારે ભાવશ્રાવકપણુ મેળવવુ હોય તો ઉત્તમ જ્ઞાની પાસેથી જ્ઞાન મેળવી ઉપર પ્રમાણે વરતજો

શ્રાવિકા—હે વિદ્વાન્ ગુરૂણીજી મહારાજ ! ભાવ શ્રાવક તે શુ ? એ તો હુ સ્વપ્ને પણ જાણુતી ન હતી હુ તો એટલુ સમજતી હતી કે, ગમે તેવા વ્યાખ્યાન ભણાવનાર હોય, આપણે તો એક કલાક વ્યાખ્યાનમા જઈએ જે યાદ રહે તેટલુ યાદ રાખીએ અને ભણાવનાર ગમે તેવો હોય, સારી ક્રિયા કરતો હોય અગર ખોટી ક્રિયા કરતો હોય, તેમા આપણે શુ ? પણ હવે મને ખાત્રી થઇ છે કે ઘણા વખતોથી હુ વ્યાખ્યાનો સાભળુ છુ, ભણુ છુ, પણ મારા દુર્ગુણો નાસતા નથી તેનુ કારણ કે હજી મને ગીતાર્થ

ગુરૂનો સંગ ન થયો, અને વિનય અને બહુમાન વગર સ
ભળેલ છે, અથવા તો હું બહુલકર્મી હઈશ તેથી મા
આ દશા હશે પણ આપ જેવા ગુરૂજી મળતા મારી
જ્ઞાન દશા દૂર થઇ તો તેમજ દરેક જીવોને ઉત્તમ પ્રકાર
સંગ મળે એટલે કે ઉપદેશક અગર વિદ્યાગુરૂ મળે તો
મનુષ્ય સુધરી શકે હે ગુરૂજી ! હજી મને વધારે જાણવા
તીવ્ર ઇચ્છા છે, તો વધારે જણાવવા કૃપા કરશોજી

સાધ્વીજી—ભાવ શ્રાવકના લિંગની અંદર પહેલું કૃ
વ્રત કર્મ રૂપ લક્ષણ બારમન આ ગ્રન્થમા આગળ કહેવ
ગયેલ છે.

હવે શીળવંતરૂપ બીજા લક્ષણની સંક્ષેપથી વ્યાખ
કહેવાય છે તે ઉપયોગ પૂર્વક સાભળો, ધાર્મિક જનોએ કે
પાડોસમા રહેવું જોઇએ તે રૂપ પહેલું શીલ કહું છુ

આયતન એટલે ધાર્મિક જન મળવાના સ્થાન હો
જે માટે કહ્યુ છે કે જ્યા શીળવંત બહુશ્રુત એટલે આ
મનો જાણનાર ચારિત્રના આચાર વાળા, એટલે ઉત્તમ પ્ર
રના જેઓના આચાર હોય, ઘણા સાધર્મિક બંધુઓ એ
પોતાના ધર્મવાળા બંધુઓ રહેતા હોય. તેને આય
જાણવું તેથી એવો અર્થ નીકળ્યો કે જ્યા શીળવંત વ
ગુણવાળા બંધુઓ તથા બહેનો રહેતા હોય તેને આ

કહેવાય, અને ભાવ શ્રાવક ત્યા રહે, પણ શીલ વગેરે ગુણે રહિત સ્ત્રી પુરૂષો જ્યા વસતા હોય, ત્યા ભાવ શ્રાવક રહે નહિ જે માટે કહ્યુ છે કે, ભીલોની પલ્લીઓમા રહેવુ નહિ, ચોરોનો જે ઠેકાણે વાસ હોય ત્યા રહેવુ નહિ, સુફામા રહેનારા લોકો જે ઠેકાણે રહેતા હોય ત્યા રહેવુ નહિ, તેમજ હિંસા કરનારા દુષ્ટ બુદ્ધિવાળા લોકોના પાડોસમા ન રહેવુ કારણ કે જે ઠેકાણે ઉપર બતાવ્યા પ્રમાણે નીચ માણસો વસતા હોય તે ઠેકાણે સારા માણસો રહે તો તેને કુસગતિ એટલે ખરાબ સોબત થાય તેથી સારા માણસોની અદર સદ્‌ગુણો નહિ આવતા દુર્ગુણો આવે, કારણ કે નઠારી અસર જલદી થાય છે જેમ કે દુગળી અને કસ્તુરી એ બન્ને વસ્તુ સાથે રાખીએ તો દુગળીની દુર્ગંધ કસ્તુરીને જલદી લાગે છે પણ કસ્તુરીની સુગધ દુગળીને લાગે નહિ, તેવી જ રીતે દુર્ગુણી માણસોના દુર્ગુણોની અસર સારા માણસોને જલદી થઈ જાય છે, માટે કુસગતિનો ત્યાગ કરવો, અને વળી જ્યા દર્શનના ભેદો એટલે મારૂ દર્શન સારૂ છે, જેમ મારા દેવ સારા, મારો ધર્મ સારો, તમારા દેવ આવા છે, તમારા ધર્મમા આમ છે, આવી દર્શનની તથા ચારિત્રની જ્યા ભિન્નતા હોય અને જેથી દર્શન તથા ચારિત્રની વિકથા નિરતર થતી હોય એ ઘણો દુષ્ટ આયતન એટલે પાડોસ

જાણુવો, એવા પ્રજાના આયતનને ન સેવે આવા વાસમા ન રહે એ પ્રથમ શીલ છે

ઉપર બતાવ્યા પાયોમમા ન રહે, તથા પરગૃહ પ્રવેશ એટલે બીજાઓના ઘરે જવુ તે એકદમ જરૂરી કામ સિવાય જવુ નહિ. કેમકે તે ઘરવાળાની કાઇ પણ વસ્તુ જાય તો તેમને આપણા ઉપર ખાલી શકા રહી જાય, એટલે અમુક માણસ આવ્યો હતો તે શુ લઈ ગયો હશે ? આવી શકા આપણે કાઇ પણ વસ્તુ ન લાવ્યા છતા આવે, માટે બીજાને ઘરે જરૂરનુ કામ હોય તો જવુ, પણ ખાલી વાતુના ગપા મારવા જવુ નહિ એ બીજુ શીલ છે

અનુદ્ભટ વેશ એટલે સાદા કપડા ધારણ કરવા, એટલે અતિ મેલા પણ નહિ, અતિ ફાટલા તુટલા પણ નહિ, પણ પોતાના પ્રમાણુમા જે કપડા પહેરીને આપણી જગતમા શોભા કહેવાય એવા સાદા અને સ્વચ્છ કપડા પહેરવા એ ત્રીજુ શીલ છે

વિકાર સહિત વચન એટલે જે વચનોથી રાગ તથા દ્વેષની ઉત્પત્તિ થાય તેવા વચનો બોલવા નહિ એ ચોથુ શીલ છે તથા બાળ ક્રીડા એટલે મૂર્ખ મનુષ્યોને વિનોદ એટલે આનદ દેનાર જુગાર વગેરે કામોનો ત્યાગ કરવો. એ પાચમુ શીલ છે તથા કામ એટલે મિત્ર જનોને મધુર

નીતિથી એટલે ભલાભાઇ તથા હે સુશીલ બેન આમ કર એમ સારા વચનોથી વશ કરવા એ છઠ્ઠુ શીલ છે

ઉપર બતાવ્યા પ્રમાણે છ પ્રકારના શીલથી જે સહીત હોય તે ઈહા શ્રાવકના વિચારમા શીલવાન જાણવો

ભાવ શ્રાવકનુ ત્રીજુ ગુણવાન પણાનુ લક્ષણ કહેવાય છે— ગુણો જો કે બહુ પ્રકારના છે જેમ કે ઔદાર્ય, ધૈર્ય, ગાભીર્ય, પ્રિય બોલવુ વગેરે, તો પણ અહીં ભાવ શ્રાવકના વિચારમા ગીતાર્થો એ પાચ ગુણોથી ગુણવાન કહેલ છે તે સાભળો

૧ શોભન અધ્યયન એટલે સ્વાધ્યાય અથવા સ્વ એટલે આત્માવડે અધ્યાય કે સ્વાધ્યાયમા ઉદ્યમ વાળો રહે.

૨ અનુષ્ઠાનમા નિત્ય ઉદ્યમ વાળો રહે

૩ ગુરૂ શુશ્રુષામા ઉદ્યમ વાળો રહે

૪ સર્વ આ ભવ તથા પરભવના પ્રયોજનોમા અભિનિવેષ એટલે કદાગ્રહ રહિત હોય

૫ સર્વજ્ઞ પ્રણીત આગમમા દ્રઢ શ્રદ્ધા રાખે

ઉપર પ્રમાણે પાચ ગુણ ગણતરીથી ગણાવી તેનો ભાવાર્થ કહે છે—

પઠન એટલે સારી રીતે શ્રુતજ્ઞાન ગ્રહણ કરવું, એટલે બરાબર ભણવું, ભણીને પુછવું અને પરાવર્તન કરવું એટલે ભણેલું ફેરવવું, અનુપેક્ષા એટલે અર્થ ચિંતન કરવું ધર્મકથા લેવી એ પ્રમાણે વૈરાગ્યના કારણ ભુત પાંચ પ્રકારનું સ્વાધ્યાય જાણવું, જ્યારે તે સ્વાધ્યાયનું ધ્યાન કરે ત્યારે શ્રુત જ્ઞાનની સારી રીતે પ્રાપ્તિ થાય

પ્ર શ્રાવિકા—હે ગુરૂણીજી મહારાજ ! ભણવા વિગેરેનો વિધિ કેવી રીતે છે તે સમજાવવા કૃપા કરશોજી

સાધ્વીજી—ભણવાનો વિધિ આ પ્રમાણે છે—ગુરૂપાસે પાઠ લેતી વખતે પલોઠી વાળી બેસવું નહિ, ઓઠીંગણ દેવું નહિ પગ પહોળા કરવા નહિ વિકથા અને હાસ્ય એટલે મશ્કરી કરવી નહિ

પુછવાનો વિધિ આ પ્રમાણે છે—આસનમાં એટલે કાંઈ પણ બેસવાનું ગાદી ચાકળો વિગેરે આસન તથા શય્યામાં એટલે સુવાની પથારી તે બન્નેનો ત્યાગ કરી પૂછવું એટલે ઉત્કુટ આસને રહી બે હાથ જોડી વિનય પુર્વક પૂછવું

પરાવર્તનનો વિધિ આ રીતે છે—એટલે ભણી ગયેલાને યાદ આ રીતે કરવું ઈરીયાવહીઆએ પડિક્કમાણિ સામાયક કરી બરોબર મુખપાસે મુહપત્તિ અથવા રૂમાલ રાખીને નિર્દોષપણે પદચ્છેદ પૂર્વક સૂત્ર શ્રાવકે ગણવું

અનુપેક્ષા એટલે અર્થનુ ચિંતવવું, તેનો વિધિ આ પ્રમાણે છે—જિનઆગમ સમજાવવામા ઘણા હુશીઆર એવા ગુરૂમહારાજ પાસે પહેલા સાભળેલા વચનથી એકાગ્ર મન કરીને ચિત્તમા ખુબ શ્રુતના વિચારચિંતવવા, એટલે બરાબર એકાગ્ર ધ્યાન વડે આત્માની અદર ઉત્તમ પ્રકારની બુદ્ધિથી અર્થના વિચાર કરવા જ્યા સુધી ભણેલુ અથવા સાભળેલુ એક ચિત્તથી વિચારીએ નહિ ત્યા સુધી આપણે જે જે સૂત્ર ભણ્યા હોઈએ તેનુ રહસ્ય સમજી શકીએ નહિ અને મેળવી પણ શકીએ નહિ,

ધર્મકથાનો વિધિ આ પ્રમાણે છે—ગુરૂમહારાજના પ્રતાપથી શુદ્ધ ધર્મ ઉપદેશ સમજાયો હોય, અને પોતાનો તથા પરનો ઉપકાર કરવાવાળો હોય તે કેવળ ધર્મનો અર્થી થઈને ઉપદેશને લાયક એવા જનને ધર્મની કથા કહે

જો ઉપર કથન મુજબ પાચ પ્રકારના સ્વાધ્યાય ધ્યાનમા વર્તે તો ભણેલુ ભૂલી જવાય નહિ. તથા કર્મની પણ નિર્જરા થાય છે, જેથી એટલે આવી રીતે વર્તે, તે ભણે ભણતા ભણતા જ્યા શકા પડે તે પૂછી લે અને ભણેલાને વારવાર યાદ કરી જાય, અને તેના અર્થને બરાબર વિચારે, અને ધર્મ કથા કહે એટલે જેમા ધર્મની વાતો આવતી હોય, એવા પૂર્વે થઇ ગએલા મહાન્ પુરૂષો તથા સતીઓના ચરિત્રો કહેવા. આવી રીતે પાચ પ્રકારના સ્વાધ્યાય ધ્યાનમા વર્તવુ.

હે શ્રાવિકા બેન ! જો તમારે તમારી અજ્ઞાન દશા દૂર કરવી હોય, તો આળસ, નિદ્રા વગેરેનો ત્યાગ કરી પાચ પ્રકારનુ સ્વાધ્યાય ધ્યાન બને તેટલો વખત હમેશા જરૂર કરજો છેવટમા એક દિવસ તથા એક રાતના ચોવીસ કલા કમાથી એક સામાયક જેટલો વખત બચાવી જરૂર શ્રુત જ્ઞાન મેળવજો જેથી તમોને કૃત્યાકૃત્યનુ એટલે આ મારે કરવા યોગ્ય છે, આ મારે કરવા યોગ્ય નથી આ વસ્તુ મારે ખાવા યોગ્ય છે, આ વસ્તુ મારે ત્યાગ કરવા યોગ્ય છે વગેરેનુ ભાન આવશે.

શ્રાવિકા—હે કૃપાળુ ગુરૂણીજી મહારાજ! હવે હુ નિદ્રા તથા વિકથાનો ત્યાગ કરી, મારાથી બનશે તેટલો વખત શ્રુત જ્ઞાનને મેળવવા માટે તથા કર્મની નિર્જરા કરવા માટે પાચ પ્રકારનુ સ્વાધ્યાય ધ્યાન કરીશ

સાધ્વીજી—હે બેન સ્વાધ્યાય ધ્યાનમા ઘણા કર્મ ખપે છે ગમે તે શુભ યોગમા વર્તતો હોય તો સમય સમય પ્રત્યે અસખ્યાતા ભવના પાપ ખપાવે છે અને સ્વાધ્યાયમા ઉપ યોગવાન્ રહે તો, તેથી પણ અધિક ભવના પાપ ખપાવે છે સ્વાધ્યાયથી એટલે ભણવા વિગેરેથી બારા પ્રકારનુ ધ્યાન રહે છે, માટે દરેક શ્રાવક શ્રાવિકાઓએ અવશ્ય સ્વાધ્યાય કરવો

શ્રાવિકા—ગુણવાન પુરૂષે સ્વાધ્યાય કરવો એ પહેલો ભેદ આપે કહ્યો તો બીજો ભેદ કયો, તે કૃપા કરી સમજાવશો -

ઉ૦ સાધ્વીજી—કરણ નામે બીજો ભેદ જાણવો, જેનો સંક્ષેપથી અર્થ કહેવાય છે તપ એટલે અનશન, બારપ્રકારે નિયમ એટલે રસ્તે ચાલીને થાકેલા તપસ્વી તથા લોચ કરનાર મુનિને ઘી વગેરે દેવાનો નિયમ લેવો જે માટે કહેલુ છે કે રસ્તે ચાલી થાકેલા હોય, તથા ગ્લાન એટલે રોગોથી પીડાએલા હોય, આગમ ભણતા હોય, લોચ કરાવેલો હોય, તથા તપસ્વી મુનિ મહારાજાઓને પારણે, અથવા તેઓને ખપ હોય ત્યારે દીધેલુ દાન ઘણા ફળને આપનારૂ થાય છે

પ્ર૦ શ્રાવિકા—હે ગુરૂજી ! આપ સાહેબે ગુણવાન પુરૂષનો કરણ રૂપ બીજો ગુણ કહ્યો, તો હવે ગુણી જનોનો ત્રીજો ગુણ કયો તે બતાવશોજી

ઉ૦ સાધ્વીજી—વિનય રૂપ ત્રીજો ગુણ છે-વિનય એટલે ગુણી જનોને આવેલા જોઈને ઉભા થવુ, તેમની સામા જવુ, બે હાથ જોડી મસ્તકે લગાડના, પોતાને હાથે આસન આપવુ, વળી વડીલ યા ગુરૂજન જે કોઈ આવેલા હોય, તેમના બેઠા પછી બેસવુ, તેમની સેવા બજાવવી, સુખ શાન્તિ રૂપ સમાચાર પૂછવા, વળી કહેવુ કે-આપે મારે ઘરે પધારી મારૂ ઘર પવિત્ર કર્યુ છે, આપના આવવાથી ઘણો આનંદ થયો છે આપને

આવવાનું જે પ્રયોજન હોય તે કૃપા કરી સમજાવ
શોજી મારા લાયક જે કામકાજ હોય તે સેવકને ફર
માવશોજી ત્યાર બાદ જે કામ બતાવ્યું હોય તે
પોતાથી બની શકે તેવું હોય તો કરી આપવું જાય
ત્યારે વળાવવા જવું, એ રીતે વિનયનું સ્વરૂપ છે
આ રીતે વિનય નિશ્ચે શી કોનો કરવો કે જે મનુષ્યે
બહુમાન રાખવાને લાયક હોય, તેવા ઉત્તમ ગુરૂજનોને
વિનય કરવો

૫૦ શ્રાવિકા—હે કૃપાળુ ગુરૂણીજી મહારાજ ! આજ સુધી
હું વિનયના સ્વરૂપને ઓળખતી નહુતી, તેથી મે
મારા ગુરૂજનોનો ખોટા અભિમાનના લીધે વિનય કરે
નથી, પણ હવેથી મારૂ જીવન વિનયવાળુ બનાવીશ
કારણ કે જ્યા સુધી આપણામા વિનય ન હોય, ત્ય
સુધી પૂજ્યોને એટલે વડીલોને વશ કરી શકીએ નહિ
અને વડીલોની જ્યા સુધી આપણા ઉપર કૃપા ન હોય
ત્યા સુધી બરોબર વ્યવહારિક તથા ધાર્મિક કામો કરી
શકીએ નહિ, માટે અવશ્ય વિનયનું સેવન કરીશ

૬૦ સાધ્વીજી—હે સુજ્ઞ શ્રાવિકા ! આવા પ્રકારના તમારા વચને
સાંભળી હું ઘણી આનંદ પામી છુ તમો તમારૂ જીવન
વિનયવાળુ બનાવશો તેમ બનાવવુ જોઈએ, કારણ કે
વિનયથી વિદ્યા વગેરે ગુણો પ્રાપ્ત થાય છે

પ્ર૦ શ્રાવિકા— વિનયરૂપ આપે ત્રીજો ગુણ કહ્યો, તો હવે ચોથો ગુણ બતાવવા કૃપા કરશોજી,

ઉ૦ સાધ્વીજી—અનભિનિવેશ રૂપ ચોથો ભેદ જાણવો, અનભિનિવેશ એટલે કદાગ્રહથી રહિત ગીતાર્થે કહેલ ઘણા શ્રુતના કથનને જેવુ હોય તેવા રૂપે અંગીકાર કરે છે, કેમકે જ્યારે મોહનુ જોર ચાલ્યુ જાય છે, ત્યારે કોઈ પ્રકારનો કદાગ્રહ રહી શકતો નથી ઉદ્ધતપણુ ટાળવાને ગુણી જનોના પરતંત્રે રહેવુ તે સાધન છે, મતલબ કે પરાધીન રહેલો પુરૂષ અથવા સ્ત્રી તીર્થંકર ગણધર કે ગુણી જનોના આપેલ ઉપદેશને તહત્તિ કરીને કબુલ રાખે છે સાર એવો નિકળ્યો કે જ્યારે ગીતાર્થે ભાષિત શ્રુતજ્ઞાનને પામે ત્યારે મોહ નાશ પામે છે, અને મોહના નાશ થવાથી કદાગ્રહ ટાળીને જે સત્ય હોય તે ગ્રહણ કરે છે, સત્ય જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય, ત્યારે ઉદ્ધતપણુ ચાલ્યુ જાય, અને ઉદ્ધતપણુ જવાથી બીજાને આધીન રહી શકાય, અને બીજાને જ્યારે પોતે આધીન રહે ત્યારે ગુરૂ જનોનો ઉપદેશ મેળવી શકે છે માટે હે શ્રાવિકા બેન ! પોતે માની લીધેલુ સારૂ નહિ, પણ જે સારૂ હોય, તેને સાર રૂપ માનીને ગ્રહણ કરજો.

પ્ર૦ શ્રાવિકા—હે પૂજ્ય ! " મારૂ તે સારૂ નહિ, પ
તિ મારૂ " એવા પ્રકારની બુદ્ધિ હાવી કદાગ્રહ
નશ્ય ત્યાગ કરીશ હવે પાચમો ભેદ જણાવવ
કરશોજી

ઉ૦ સાધ્વીજી—જીન વચન રૂચિ રૂપી પાચમો ભેદ જાણ
જીન વચન રૂચિ એટલે જીનેશ્વર પ્રભુએ કહેલા વચને
સાભળવામા તથા અનુષ્ઠાનમા તીવ્ર અભિલાષા તે જી
વચન રૂચિ કહીએ, તે રૂચિ શ્રદ્ધા સહિત હોવી જોઇએ
સાભળવા રૂપી તથા અનુષ્ઠાન રૂપી બન્ને પ્રકારની
રૂચિ ન હોય તો સમ્યકત્વરૂપી રત્નની કોઈ રીતે
શુદ્ધિ થઇ શકે નહિ માટે પ્રભુના વચનોને શ્રદ્ધા સહિત
સાભળવામા તેમજ ક્રિયામા મુકવામા બરાબર રીતે રૂચિ
રાખવી, કે જેથી સમ્યકત્વની શુદ્ધિ થાય છે એ પ્ર
માણે પાચમા ભેદનુ સ્વરૂપ જાણવુ વળી કહેલુ છે
કે સમ્યકત્વશુશ્રૂષા અને ધર્મરાગ રૂપજ તે બન્ને
સમ્યકત્વ સાથે પ્રગટ થતા લિગપણે પ્રસિદ્ધ છે, કહેલુ
છે કે શુશ્રૂષા ધર્મરાગ યથાશક્તિ ગુરૂ દેવના વૈયાવૃ
ત્યમા નિયમ તે સમ્યગ્દ્રષ્ટિના લિગ છે

બીજા પણ પાચ ગુણો છે, તે આવી રીતે—૧ સૂત્ર
રૂચિ, ૨ અર્થ રૂચિ, ૩ કરણ રૂચિ, ૪ અનભિનિવેશ રૂચિ,

૫ અનિશ્રતોત્સાહતા, એ પાચે ગુણે ગુણવાન હોય સૂત્ર રૂચિ વાળો ભણવાદિક સ્વાધ્યાયમાં પ્રવૃત્તિ કરે, અર્થ રૂચિ વાળો ગુરૂ જનોનો અભ્યુત્થાનાદિક વિનય કરે, અને કરણ રૂચિ અને અનભિનિવેશ રૂચિ તો ઉપર બતાવ્યા પ્રમાણે છે અ નિશ્રતોત્સાહતા તો ઇચ્છાની વૃદ્ધિ રૂપ છે આ પ્રમાણે ગુણવાનપણાના પાચ ભેદ કહીને ભાવ શ્રાવકનુ ગુણવાન પણા રૂપ ત્રીજુ લક્ષણ કહ્યુ.

હવે ભાવ શ્રાવકનુ ઋજુવ્યવહાર રૂપ ચોથુ લક્ષણ કહે છે—ઋજુ એટલે સરલ એટલે કપટ રહિતપણે ચાલવુ, તે ઋજુ વ્યવહાર ચાર પ્રકારનો છે એક તો અવિસંગ વાદીપણે બોલવુ, એટલે જેવુ હોય તેવુ બોલવુ એટલે બીજાને ઠગવાની બુદ્ધિથી ધર્મને અધર્મ અધર્મને ધર્મ, ભાવ શ્રાવકો તથા ભાવ શ્રાવિકાઓ કહે નહિ, પણ સાચુ અને બીજાને મીઠુ લાગે તેવુ બોલે ક્રય વિક્રયના સાટાઓમા ઓછુ વધારે મુલ્ય કહે નહિ જેટલુ હોય તેટલુજ કહે, પણ પોતાને વધારે પૈસાના લોભથી કોઇ વિશ્વાસી અને સરલ સ્વભાવી મનુષ્ય વસ્તુ વેચાતી પોતા પાસે લેવા આવે, ત્યારે મનમા જાણે કે આજે ખાજ હાથમા આવ્યું છે, એટલે જેમ ભાવ કહીશુ તેમ ચાલશે આવુ કૃત્ય ભાવ શ્રાવક કહેતા કે કરતા નથી તેમજ પૈસાના લોભથી જુઠુ બોલતા નથી કોઇ સાક્ષી

પુરવા બોલાવે, ત્યારે પણ સત્ય બોલે છે રાજસભામા ખોટુ બોની, કેઈને દોષિત કરતા નથી તેમજ ધર્મને લજવનારુ વચન, ધર્મના રાગી ભાવ શ્રાવકો બોલતા નથી આ રીતે ઋજુ વ્યવહારમા યથાર્થ ભણન સ્વરૂપ પહેલો ભેદ કહ્યો હવે અવચક ક્રિયા રૂપ બીજો ભેદ કહેવાય છે તે આ રીતે છે—

અવચક એટલે બીજાને ઠગન ક રુ ણી નહિ કરનાર ક્રિયા એટલે મન, વચન, કાયાનો વેપાર તે ઋજુ વ્યવહારનુ લક્ષણ છે જે માટે કહ્યુ છે કે—શુદ્ધ ધર્મનો અર્થી એટલે જેને પવિત્ર ધર્મનો ખપ છે, એવો પુરૂષ બનાવટી માલ બનાવી, અથવા ઓછુ અદકુ તોલ માપ બનાવી બીજાને લેતો દેતો નથી લેવાનુ મોટ માપ તથા દેવાનુ નાનુ માપ કરી ઠગે નહિ, તથા બીજા કોઇ પણ કામમા ભાવ શ્રાવક શ્રાવિકાઓ બીજાને ઠગે નહિ જેની મતિ સારી છે, એવા પુરૂષ કે સ્ત્રીઓ એવુ વિચારે છે કે બીજાને ઠગવુ તે કેવલ પાપજ છે એમ વિચારી કોઇને ઠગે નહિ, આ રીતે ઋજુ વ્યવહારમા અવચક ક્રિયા રૂપ બીજો ભેદ કહ્યો છે હવે ભાવિ અપાય પ્રકાશન સ્વરૂપ ત્રીજો ભેદ કહે છે, તે સાભળો—ભાવિ અપાય પ્રકાશન સ્વરૂપ એટલે અશુદ્ધ વહિવટ કરનારને સ કટો આવે છે એમ હોનાર એટલે થનાર અપાયોનો એટલે દુ ખોનો જે પ્રકાશ કરે, એટલે પોતાને આશ્રયી એવુ શીખવે કે હે

ભોળા! ચોરી વગેરે પાપના કામો છે તે આ ભવ તથા પ રભવમા દુખના આપનાર હોવાથી તેવા કામો કરવા નહિં. આ રીતે ઋજુ વ્યવહારમા ભાવિ અપાય પ્રકાશન સ્વરૂપ ત્રીજો ભેદ કહ્યો હવે સદ્ભાવથી મૈત્રી કરવા રૂપ ચોથા ભેદ આ રીતે છે—

સદ્ભાવ મૈત્રી એટલે ખરા ભાવથી કપટ રહિતપણે મૈત્રી કરે કેમકે મૈત્રી અને કપટપણુ, એ બન્નેને છાયા તડકા જેવો વિરોધ છે, એટલે જ્યા કપટભાવ હોય, ત્યા મૈત્રીપણુ હોય નહિ, જેમકે છાયા ત્યા તડકો હોય નહિ અને તડકો ત્યા છાયા હોય નહિ, કહ્યું છે કે જેઓ કપટવી મૈત્રી કરના ઇચ્છે છે, તે પાપથી ધર્મ સાધના ઇચ્છે છે, બીજાને દુખી કરી સમૃદ્ધિ મેળવવા ઇચ્છે છે, સુખ વડે વિદ્યા શીખના ઇચ્છે છે, અને કઠોર વાણીથી સ્રીને વશ કરવા ઇચ્છે છે, તે ખુલ્લી રીતે અપડિત એટલે મૂર્ખ છે કારણુ કે ઉપર બતાવ્યા ઉદાહરણુમા તદ્દન વિરોધ છે કારણુ કે પુન્યથીજ ધર્મ થાય છે, બીજાને સુખી કરવાથી સમૃદ્ધિ મળે છે, અને આળસ, નિદ્રા, એશ આરામ વગેરેનો ત્યાગ કરી કષ્ટ વેઠવાથી વિદ્યા પ્રાપ્ત થાય છે કષ્ટ વિના એટલે બરાબર મહેનત કર્યા વગર, તથા એક મન કર્યા વગર વિદ્યા પ્રાપ્ત થતી નથી સુદર શબ્દો તથા મધુર વાણીથી સ્રી વશ થાય, તેમ કપટ રહિત મૈત્રી પ્રાપ્ત થાય છે

આવી રીતે ઋજુ વ્યવહારમા સદ્ભાવ મૈત્રી રૂપ ચોથો ભેદ કહ્યો, અને જ્યા મૈત્રી કરવી ત્યા સત્ય પ્રેમથીજ કરવી, ઋજુ વ્યવહારના ચારે ભેદ કહ્યા એથી વિરૂદ્ધ રીતે વર્તવામા શુ દોષ થાય છે, તે બતાવીને પછી શુ કરવુ તે કહે છે અન્યથા ભણુન એટલે જેવુ હોય તેવુ ન કહેવુ અવચક ક્રિયા દોષોની ઉપેક્ષા કરવી, કપટવાળી મૈત્રી કરવી, વગેરે દોષો ભાવ શ્રાવક શ્રાવિકામા હોય તો બીજા મિથ્યા દૃષ્ટિ જીવોને ચોક્કસપણે અબોધીનુ કારણ થઇ પડે છે. તેથી બીજા જીવો ધર્મ પામી શકતા નથી કારણ કે એ દોષોમા વર્તતા શ્રાવકને જોઇ તે મિથ્યાદૃષ્ટિઓ આમ બોલે છે કે જીનશાસનને ધિક્કાર થાઓ, જ્યા શ્રાવકોને આવા સારા માણસને નિંદવા લાયક ખોટુ બોલવુ વગેરે ખરાબ કર્મ અટકાવવાનો ઉપદેશ આપવામા નથી આવતો આવી રીતે નિંદા કરવાથી તે મિથ્યાત્વી જીવો કરોડો જન્મ સુધી સમકીતને પામી શકતા નથી તેથી એ અબોધિજ બીજ કહેવાય, એટલે મિથ્યાત્વનુ બીજ કહેવાય છે અબોધિ બીજથી તેવી નિંદા કરનારનો સસાર વધે છે, એટલુજ નહિ, પણ તે મિથ્યાત્વીને ધર્મ નિંદા કરવામા કારણભૂત એવા શ્રાવકનો પણ સસાર વધે છે જે માટે કહ્યુ છે કે જે પુરૂષ યા સ્ત્રી અજાણપણે પણ શાસનની લઘુતા કરાવે એટલે ધર્મનુ ખોટુ દેખાડે તે બીજા પ્રાણીઓને તેવી રીતે મિથ્યાત્વનો હેતુભૂત થઇ, તેના જેટલાજ સસારના

કારણભૂત કર્મોને બાંધે છે, જે કર્મ વિપાકે એટલે ભોગ વવામા દારૂણ ઘોર અને સર્વ અનર્થના વધારનાર થઇ પ પડે છે આ ઉપરથી હે શ્રાવિકા બેન ! અમારે તથા તમારે ઘણો બોધ લેવાનો છે અમે જો પરમાત્મા મહાવીરના શાસ નમા ચારિત્ર ગ્રહણ કરીને સાધુપદ શોભાવીએ નહિ, ને અમારા નિમિત્તે બીજા જીવો કર્મ બાંધે, એટલે અમે કલેશ કંકાસ તથા ચેની ચેલાના મોહના લઇને ધર્મની લઘુતા કરાવીએ, તથા તમો શ્રાવકને ન છાજે તેવા કામ કરો, તે દેખી લોકો બોલે કે જોયા જૈન ધર્મી ? શુ એના ધર્મમા આવા કામો કરવાના કહ્યા હશે ! વીગેરે શાસનની હેલણા થનારા વચનો બોલાય જે નિમિત્તભૂત અમોને તથા તમોને બન્નેને કર્મ બધ થાય છે માટે હે શ્રાવિકા ! મયણા સુંદરીની પેઠે ધર્મની દાઝ વિચારવી એટલે જ્યારે મયણાસુંદરીના શ્રીપાળ મહારાજાની સાથે કોઢીઆ છતા લગ્ન કર્યા, તે વખતે લોકો ધર્મની નિંદા કરતા હતા કારણ કે મયણાસુંદરી જૈન ધર્મી હતા, જેથી મયણાસુંદરી પોતે કર્મનુ સ્વરૂપ સમજતા હતા કે " **अवश्यमेव भोक्तव्य कृत कर्म शुभाशुभ** " કરેલા શુભ કે અશુભ કર્મ અવશ્ય ભોગવવા પડે છે જેથી દ્રઢ નિશ્ચયથી શ્રીપાળ મહારાજના એવી દશામા પોને લગ્ન કરીને મનથી દ્રઢ રહ્યા હતા, પણ

જ્યારે પોતાના નિમિત્તથી ધર્મની નિંદા સાભળી, ત્યારે ગુરૂ મહારાજ પાસે જઇ વિનતિ પૂર્વક અરજી કરી કે કૃપાળુ ગુરૂ ! મને મારા સુખની પરવા નથી, પણ મારા નિમિત્ત ધર્મની નિંદા થાય છે, તે મારાથી સહનાતી નથી આવી રીતે મયણાસુંદરીએ ધર્મની દાઝને લીધે ગુરૂમહારાજ પાસે પ્રાર્થના કરી હતી જે મયણાસુંદરીનુ ચરિત્ર શ્રીપાળ મહારાજના રાસમા બતાવેલ છે, ને આપણે છ છ મહિને સાભળીએ છીએ. જેથી આ ઠેકાણે વધારે ઉલ્લેખ કરતી નથી, પણ મયણા સુન્દરીની માફક શાસનની દાઝ રાખશો, ઉપર પ્રમાણે રૂજુ વ્યવહાર સ્વરૂપ ભાવશ્રાવકનુ ચોથુ લક્ષણ જાણવુ

હવે ગુરૂશુશ્રુષા રૂપ પાચમુ લક્ષણ કહે છે—ગુરૂ શુશ્રુષા એટલે ગુરૂમહારાજની પોતે સેવા ભક્તિ કરે, અને બીજા પાસે કરાવે તે ગુરૂ ધર્મના જાણ, ધર્મના કરનાર, ધર્મના ચલાવનાર અને હમેશા ધર્મ શાસ્ત્રનો ઉપદેશ આપનાર હોય છે, તેવા ગુરૂમહારાજની ભક્તિ ચાર પ્રકારે થાય છે તે આ પ્રમાણે છે ૧ પોતે ભક્તિ કરે, ૨ બીજા પાસે ગુરૂમહારાજના છતા ગુણ બોલી કરાવે, ૩ ઔષધ ભેષજ આપે, એટલે કેવલ એક દ્રવ્ય રૂપ બાહેર ચોપડવાને ખપ લાગે તે ઔષધ, અને ઘણા દ્રવ્યોના મેળવવાથી બનેલા અથવા પેટમા ખાવાના પદાર્થને ભેષજ કહીએ, એટલે સયમમા મદદગાર ઔષધ

ભેષજ વગેરે ચીજો ગુરૂમહારાજને પોતે આપે, અને બીજા પાસે અપાવે ૮ ઉપગ બનાવેલા અનુકંપવાળા ગુરૂને બહુ માન આપે, મનની પ્રીતિ પૂર્વક વખાણ કરે એટલે ગુરૂમહારાજના ગુણ ગાય, આ પ્રમાણે ગુરૂ શુશ્રુષા રૂપ પાચમુ લક્ષણ જાણવુ

હવે પ્રવચન કુશળ રૂપ ભાવ શ્રાવકનુ છઠ્ઠુ લક્ષણ કહે છે—પ્રવચન એટલે આગમ, તે સૂત્રાદિક ભેદે કરી છ પ્રકારે છે તેથી તેના અગે રહેલ કુશળપણુ છ પ્રકારે છે ૧ સૂત્રમા જે હોશીઆર હોય, એટલે સૂત્રનો બરાબર જાણકાર ૨ તેમજ સૂત્રના રહસ્ય સાથે તેના અર્થનો જાણકાર ૩ તેજ રીતે ઉત્સર્ગ એટલે સામાન્યપણે કહેવામા અપવાદ એટલે વિશેષપણે કહેવામા ૪ ભાવ એટલે વિધિ સહિત ધર્મક્રિયા કરવામા ૫ વ્યવહાર એટલે ગીતાર્થ પુરૂષના આચરણમા એટલે ગીતાર્થ પુરૂષે જે પ્રમાણે કહ્યુ હોય, તેનુ આચરણ કરવામા ૬ સદ્‌ગુરૂના ઉપદેશ સાભળવામા હોશીઆર થયો હોય તે છએ પ્રકારમા કુશળ ગણાય એટલે શ્રાવકને ઉચિત એવા શાસ્ત્રો જાણે, શ્રાવકો પણ બરાબર આગમના જાણકાર હોવા જોઇએ કારણ કે જેને પોતાના આગમનુ જ્ઞાન નથી પોતાના ધર્મમા શુ શુ કહેલ છે તેનુ ભાન નથી, એવા શ્રાવક શ્રાવિકાઓ ધર્મમા દૃઢ કેવી રીતે

રહી શકે અથવા નજ રહી શકે શ્રાવકોએ પણ સપ્તભંગી સાત નય, આઠ કર્મ વગેરેનુ જ્ઞાન મેળવવુ જોઇએ. એ પ્રમાણે ભાવ શ્રાવકના ગુણ કહ્યા. બીજા પણ ગુણો છે તે ધર્મરત્ન પ્ર રણથી જાણી લેશો. અહીં સ ક્ષેપથી કહેવામા આવ્યા છે

હે શ્રાવિકા બેન! ઉત્તર પ્રન એકવીશ ગુણો તથા ભાવ શ્રાવકપણુ વગેરે ગુણો જે મનુષ્યમા હોય, તે દેશ વિરતિ શ્રાવક શ્રાવિ ા કહેવાય અને જેને દેશ વિર્તિપણું છે, એટલે દેશ વિરતિપણુ જેનામા હોય તેને દેશ વિરતિ સામાયિક કહીએ

આ શ્રાવક સ બ ધી ગુણોનું વિસ્તારથી મે જે વર્ણન કર્યું, તેનુ કારણ એ છે કે આવા પ્રકારના શ્રાવક શ્રાવિકાઓ હોય તોજ ધર્મની ઉન્નતિ થાય આવા ગુણવાળા શ્રાવક શ્રાવિકાઓ દીક્ષા લે, ત્યારે શાસનની ઉન્નતિમા શું ખામી રહે? અથવા નજ રહે. તેમજ આવા પ્રકારના ગુણી શ્રાવક શ્રાવિકાઓ સસારની અદર પણ સુખે પોતાની જીંદગી ગાળે, અને પરભવમા પણ સ્વર્ગના સુખ મેળવે તેમજ આ લોકમા પણ ઋદ્ધિ, ધન, ધાન્યથી પૂર્ણ હોય, તેનો અપયશ કયાય પણ બોલાય નહિ કારણ કે કર્મગ્રન્થમા કહેલ છે કે પાચમે ગુણ સ્થાનકે વર્તનારને અપયશ નામ કર્મનો ઉદય ન હોય,

તે વાત બરાબર છે કેમકે ઉપર બતાવેલા ગુણો જે મનુષ્ય ની અંદર હોય, તેનો કોઈ પણ અપયશ બેલી શકે નહિ માટે આ ભવ, અને પરભવના સુખના હેતુરૂપ, મનોહર ગુણોને દિવસે દિવસે મેળવવા પ્રયત્ન કરશો પણ એકડો ને એકડો ઘુંટ્યા ન કરશો. પણ બગડે આવવા વિચાર કરશો એટલે એવું વિચારવું કે હું સામાયિક પ્રતિક્રમણ વગેરે ક્રિયા કરૂં છું તો તેથી મારામાં દિવસે દિવસે ગુણોની વૃદ્ધિ થઈ કે કેમ? કે ગાડરીઆ પ્રવાહની માફક કરી જાઉં છું, આવો વિચાર એકાંતમાં બેસીને કરશો, તોજ તમારા દોષો તમોને દેખાશે. અને જ્યારે પોતાના દોષો જોશો, ત્યારેજ તે દોષોનો ત્યાગ કરી શકશો અને દોષ જ્યારે ચાલ્યા જશે ત્યારે ગુણોની પ્રાપ્તિ થશે

આજકાલ કેટલીએક શ્રાવિકા બેનો એવા પ્રકારની છે કે લાંબા કાળથી તપ તથા પ્રતિક્રમણ સામાયિક પૂજા યાત્રા વગેરે ઘણી પ્રકારે કરે છે, પણ તેમાંથી ઉત્તમ ગુણ સમજીને મેળવનાર અથવા વૈરાગ્યને ધારણ કરનાર ઘણી ઓછી દેખાય છે જો કે ઘણી બેનો ઉત્તમ પણ હશે, અને સારા ગુણોને મેળવીને સત્ય સ્વરૂપને પ્રાપ્ત કર્યું હશે, તેમાં મારી ના નથી તેમ સામાયિક પ્રતિક્રમણ તપ યાત્રા વગેરે ન કરવું એમ પણ ન સમજવું પણ દિવસે દિવસે અધિક કરવા કારણ કે ગુણોની પ્રાપ્તિની અંદર ક્રિયાઓ કારણ

છે, અને જ્ઞાન વિના કાર્ય થાય જ નહિ, પણ ક્રિયા વગેરે સારી રીતે સમજીને કરવી એવો મારો કહેવાનો હેતુ છે માટે હે શ્રાવિકા બેન ! તેથી કરીને બાર વ્રત વગેરેનુ સ્વરૂપ આ ઠેકાણે સમજાવેલ છે આપણે દેશવિરતિ સામાયિકનુ વર્ણન ચાલતુ હતુ તે પુરૂ થયુ છે બાર વ્રત, એકવીશ ગુણ તથા ભાવશ્રાવકના ગુણ વગેરે જીજ્ઞાસુ બેનોએ વિશેષ પ્રકારે શ્રી ધર્મરત્ન પ્રકરણમાથી જાણી લેવુ, ત્યા અગત કથા સહિત વિવેચન કરવામા આવેલ છે, જેથી સારી રીતે સમજણ પડશે. આ ઠેકાણે દેશવિરતિ સામાયિકનુ સ્વરૂપ હતુ, તેથી સક્ષેપમા સારરૂપ કહેલ છે

પ્ર૦ શ્રાવિકા—હે પરોપકારી પરમ દયાળુ જ્ઞાનવાન્ ગુરૂણીજી મહારાજ ! ધન્ય છે આપ સાહેબના જ્ઞાનને, એટલે આપના ઉપદેશથી મરૂ અજ્ઞાનપણુ નાશ પામ્યુ છે, અને મારા ગુણોનુ ખરેખર માપે ભાન કરાવ્યુ છે આવા ગુણવાન શ્રાવક શ્રાવિકા હોય તો ખરેખર સારું વહુના કજીઆ, દેરાણી જેઠાણી વચ્ચેના કુસપ, ભાઇઓ વચ્ચે હૃદયની સકડામણ તથા કુટુબનો કલેશ વગેરે હોયજ નહિ આવા ઉત્તમ ગુણોના અભાવે મનુષ્યો નિર્ધન બને છે, તથા દુનીયામા તેનો અપયશ ફેલાય છે, અને તેથીજ અનેક પ્રકારના દુખો

પ્રાપ્ત થાય છે, તેમજ કોઈ પણ પ્રકારનુ વ્રત ન હોય ત્યારેજ ગમે તે ચીજ ગમે તે ટાઈમે એટલે રાત્રિએ કે દિવસે વગર વિચારે એટલે પથ્ય હોય અગર અપથ્ય હોય, ભક્ષ્ય હોય યા અભક્ષ્ય હોય તેનો વિચાર કર્યા વગર વાપરે છે, જેથી એવા પ્રકારની અપથ્ય ચીજો ખાવાથી શરીર બગડે છે અનેક પ્રકારના રોગ થાય છે, પણ જો નિયમ હોય, તો તે પ્રસંગ થવા ન પામે. માટે ખાસ વ્રતની જરૂરી છે જે વ્રતધારી શ્રાવક શ્રાવિકા હોય છે, તે બધી રીતે સુખી હોય છે માટે હવે હુ દિવસે દિવસે રસનેન્દ્રિયને કબજે કરીને વ્રત નિયમ કરીશ ગુણોને પ્રાપ્ત કરીશ આ ઠેકાણે આપનો જેટલો ઉપકાર માનુ તેટલો ઓછો છે, આપે અમૃતમય ઉપદેશ આપી ખરેખર મારૂ જીવન અનન્ય બનાવ્યુ છે

ઉ૦ સાધ્વીજી—હે ગુણવાન્ શ્રાવિકા ! તમોને હુ પણ ધન્યવાદ આપુ છુ કે મારો ઉપદેશ સાભળીને ઉત્તમ પ્રકારની તમારી ભાવનાઓ તથા ગુણો પ્રાપ્ત કરવાને ઇચ્છાનત ગ્રહણ કરવાના પરિણામો તમોએ જાગ્રત કર્યા, તે જાણી મને અપૂર્વ આનદ થાય છે, સાભળીને કાનેથી કાઢી નાખનાર ઘણા હોય છે ગ્રહણ કરનારા

હલુકર્મી તથા જેમને થોડો વખત સંસારમાં રહેવું છે તેવામનુષ્યો હોય છે, અને મે જે ઉપદેશઆપ્યો તે મારી ફરજ બજાવી છે કારણ કે ઉપદેશ દેવો, ભણવું, બીજી વિકથાઓનો ત્યાગ કરવો, સ્વપરનું કલ્યાણ કરવું, વગેરે સાધ્વીનો ધર્મ છે અમારૂ સાધુ જીવન સ્વપરના હિત માટેજ છે અમારે ખાસ કરી જ્ઞાન મેળવવું જોઇએ, કારણ કે જ્ઞાન વિના પરની દયા પળી શકતી નથી. પૂજ્ય યશોવિજયજી મહારાજે સવાસો ગાથાના સ્તવનની ચોથી ઢાળની ૧૨ મી ગાથામાં કહ્યુ છે કે—

लोक विण जेम नगर मेदनी, जेम जीव विण काया
फोक तेम ज्ञान विण परदया, जीसी नटी तणी माया

જેમ વસ્તી વગરનું નગર સ્મશાન તુલ્ય છે એટલે નકામું છે, જેમ જીવ વિનાની કાયા નકામી છે, જેમ વેશ્યાની પ્રીતિ ફોગટ છે, તેમ જ્ઞાનરૂપ આત્મદયા વિના પરદયા નકામી જાણવી. માટે જ્યાં સુધી પોતાના હૃદયમાં જ્ઞાન નથી ત્યાં સુધી પરની દયા પળી શકતી નથી, માટે સાધ્વીઓએ જરૂર સ્વપરના હિતના માટે જેમ અને તેમ જ્ઞાન મેળવવા તત્પર રહેવું જોઇએ, અને સારી રીતે જ્ઞાનને પ્રાપ્ત કરવું જોઇએ.

## હવે સર્વવિરતિનું સ્વરૂપ કહેવાય છે.

સર્વવિરતિ એટલે સર્વથા સાવદ્યનો ત્યાગ, એટલે પાપના કામો પોતે મન, વચન, અને કાયાથી કરે નહિ, કરાવે નહિ, કરતાને સારૂ માને નહિ, અને અનુમોદના કરે નહિ આવો જેમા વ્યાપાર હોય તેને સર્વવિરતિ સામાયિક કહીએ

દૃષ્ટાંત તરીકે સાધુ જેવી રીતે અગ્નિ, પાણી, વનસ્પતિ, પૃથ્વીકાય, તથા વાયુકાયની વિરાધના કરે નહિ તેવીજ રીતે પોતાના નિમિત્તે અથવા શિષ્યાદિકના નિમિત્તે પોતે કરાવે નહિ જેમ જરા દુખાવો થાય કે શેક કરવાદિકનો ખપ પડે, ત્યારે પોતાને કરવાની છુટ નથી, જેથી ભોળા શ્રાવક શ્રાવિકા પાસે વિરાધના કરાવે નહિ, એટલે પાણી ઉનુ કરી લાવ એ પ્રમાણે ચોકખુ ન બોલે, પણ એવુ માર્મિક બોલે કે જેથી ભક્તિમા તત્પર એવા શ્રાવક શ્રાવિકાઓ સમજી જાય કે ગુરૂજીને અત્યારે શેક કરવો છે જેથી અજ્ઞાન ભોળા શ્રાવક શ્રાવિકાઓ ભક્તિના વશે અમુક બીજા એકેન્દ્રિય જીવોની વિરાધના થાય, તેના કાર્યો કરે છે એમ જાણતા છતા તેઓને કરવાની ના ન કહે મનમા એવુ સમજે કે અમો ક્યા કહીએ છીએ પણ ખાત્રી પૂર્વક જાણવુ કે સાધુઓએ તો દેવ તથા ગુરૂની સાક્ષીએ કરવુ નહિ, કરાવવુ નહિ, કરતાને સારૂ માનવુ નહિ એવા પ્રકારના નિયમો લીધેલ છે તો પછી

પોતે રસનેન્દ્રિયને આધીન થઇને પોતે જાણતા હોય કે આ કેરી, ટેટી વગેરે એવી ચીજો અમારા માટેજ કરેલ છે છતા વહોરે, તો શુ પવિત્ર દેવ અને ગુરૂની સાક્ષીએ લીધેલુ વ્રત બરાબર પાળ્યું કહેવાય ? નજ કહેવાય

ધર્મના નાયક તથા નાયિકા તરીકે કહેવાના અમો સાધુ સાધ્વીઓ નિયમમા ખામી લાવીએ તો અમારાથી બોધ પામીને નિયમ લેનારા તમો શ્રાવક શ્રાવિકાઓ તે નિયમો બરાબર શી રીતે પાળી શકો ? કારણ કે વ્રત દેનાર વ્રતમા ઢીલા હોય, તો પછી વ્રત લેનારા તેનાથી વ્રતમા ઢીલા થાય તે સ્વાભાવિક છે જો કે સાધુઓના ગુણો ઘણા ગ્રન્થોમા વિસ્તાર પૂર્વક લખેલ છે તેમાથી અહીંઆ હુ તમોને સાર રૂપ એવે જરૂર જાણવા યોગ્ય ગુણોને કહુ છુ, તેમ પ્રથમ આહારની શુદ્ધિ હોય તો બધા વ્રતો સારી રીતે પાળી શકે કારણ કે " આહાર તેવો ઓડકાર " હોય માટે આહારની શુદ્ધિને માટે આહારમા રહેલા બેતાલીશ દોષો કહુ છુ, તેમા સોળ દોષો તમારા શ્રાવક શ્રાવિકા તરફથી અમોને લાગે છે, જે આ ઠેકાણે બતાવાય છે જેથી તે સોળ દોષોને સાભળી સમજીને કોઇ દિવસ એ દોષોમા અમોને નાખશો નહિ

શાસ્ત્રકાર સોળ દોષના નામ કહે છે તે આ રીતે છે—
૧ આધા કર્મ, ૨ ઉદ્દેશ કર્મ, ૩ પુતિ કર્મ, ૪ મિશ્ર જાત

કર્મ, ૫ સ્થાપના, ૬ પ્રાભૃત, ૭ પ્રાદુષ્કરણ, ૮ ક્રીત કર્મ, ૯ પ્રામિત્ય કર્મ, ૧૦ પરિવર્તિત, ૧૧ અભ્યાહૃત, ૧૨ ઉદ્ભિન્નદોષ, ૧૩ માલાપહૃતદોષ, ૧૪ આચ્છિદ્યદોષ, ૧૫ અનિસૃષ્ટદોષ, ૧૬ અધ્યવપૂરકદોષ, આ બધા દોષો ઉદ્ગમ સબંધી જાણવા

ઉદ્ગમ એટલે મનમા ઉદ્દેશ ચીંતવીને આહારાદિકનુ પકાવવુ, એટલે રસોઈ કરતી વખતે મનમા વિચારે કે કોઇ સાધુ આવશે, માટે થોડી રસોઈ વધારે કરૂ વગેરે જો કે ઉદ્ગમ સબંધી વિસ્તાર ઘણો છે, પણ આ ઠેકાણે સક્ષેપથી અર્થ કહેવામા આવ્યો છે

હવે સોળ પ્રકારના દોષોનો સક્ષેપથી અર્થ કહેવાય છે, તે સાવધાન પૂર્વક સાભળીને તેવા પ્રકારના દોષોને આચરણમાથી દૂર કરશો ૧ આધાકર્મી દોષ, આધાન એટલે સાધુને માટે મનની ધારણા, જેમકે આ અમુક સાધુ કે સાધ્વી માટે આહાર આદિક પકાવનો છે, એવી જે પાપ ક્રિયા કરવી તે આધાકર્મ કહેવાય અથવા સાધુ માટે સચિત્ત વસ્તુને અચિત્ત કરવી, અથવા અચિત્ત વસ્તુને રાધવી તે પણ આધાકર્મી દોષ કહેવાય એટલે સાધુ માટે જે પકવાન આહાર વગેરે બનાવવામા આવે તે આધાકર્મી કહેવાય અને તે આધાકર્મી આહાર સાધુને વિષ સમાન કહેલ છે વિષ તો

સારૂ કે એકજ ભવના દ્રવ્ય થકી પ્રાણુ લે પણ આધાકર્મી રૂપ વિષ અમારા ભાવ પ્રાણુ હણુવામા મોટુ નિમિત્ત છે એટલે અમો અશુદ્ધ આહાર વાપરીએ તો અમોને આળસ પ્રમાદ વગેરે આવે જેથી અમારા શાશ્વત ભાવ પ્રાણુ જે ઘણા કાળથી કર્મના આવરણુથી આચ્છાદિત થએલા છે, તે જ્ઞાન દર્શન અને ચારિત્રના આવરણુને દૂર કરવા માટે એટલે જ્ઞાન દર્શન અને ચારિત્રમા રમવા માટે અમોએ લીધેલી દીક્ષાને પણુ આધાકર્મી આહાર મેળવવા દે નહિ, તેમજ તમોને પણુ એવા આધાકર્મી આહાર વહોરાવવાથી લાભ નથી કેટલાએક ભોળા દિલના શ્રાવક શ્રાવિકાઓ ભક્તિને વશ થઇ આપે છે, એટલે વહોરાવે છે, અને તેનો આશય પણુ ભક્તિનોજ હોય છે, તેથી કરી અહીંયા હુ તેવા લોકોની નિંદા કરતી નથી, પણુ મારો લખવાનો હેતુ એ છે કે દાન લેનાર અને દેનાર બન્ને પુન્ય બાંધે અને બેનુ હિત થાઓ કારણુ કે શુદ્ધ દાનથી દેનાર તથા લેનાર બન્ને જીવો પોતાનુ હિત કરી ગયા છે, દાન દેવાનો તમારો ધર્મ મોટા પુન્યને ઉપાર્જન કરે છે માટે દરેક શ્રાવક શ્રાવિકાએ દાન દેવુ, પણુ સમજી બન્નેના હિતને જાળવી દાન દેવુ, એજ મારો ઉપદેશ છે, કારણુ કે ગૃહસ્થોએ ભક્તિ પૂર્વક દાન અવશ્ય દેવુ તે તેનો ધર્મ છે

પ્ર૦ શ્રાવિકા—શુ ? ત્યારે કોઇ સાધુ સાધ્વીઓ માંદા પડે ત્યારે અમારે તેઓને માટે કાંઇ ઉપચાર ન કરવા ?

ઉ૦ સાધ્વીજી—બેન ! આથી મારૂં એવુ કહેવુ નથી, કે રોગોથી પીડાતા સાધુ સાધ્વી માટે દવાદિક તથા જે જે વસ્તુનો ખપ હોય, તેવા ઉપચાર ન કરવા, પણ પ્રભુ મહાવીરના વચન ઉપર રોમે રોમ વિશ્વાસ છે જેમને, તથા જાણ્યુ છે કર્મનુ સ્વરૂપ જેમણે એવા મહાવીર પિતાના પુત્ર પુત્રીઓ જે અમો સાધુ સાધ્વીઓને શાતાના ઉદયને ઠેકાણે અશાતાનો ઉદય આવે એટલે રોગ આવે, ત્યારે અમારે એવુ વિચારવુ જોઈએ કે આ મારૂ બાંધેલુ અશાતા કર્મ ઉદય આવ્યુ છે તો ધૈર્ય ધારણ કરીને શાંતિ પૂર્વક મારે ભોગવવુ જોઈએ કારણ કે કર્મને ભોગવ્યા વિના કોઈ પણ રીતે ઓછુ થાય તેમ નથી માટે મારે આકુળ વ્યાકુળ થવુ નહિ એમ વિચારી પાપ રહિત દવાઓ તથા ઉપચારોનુ સેવન કરવુ એ અમારો ધર્મ છે અને તમારે પાપ રહિત દવાઓ તથા ઉપચારો સાધુ સાધ્વી માટે કરવા એ તમારો ધર્મ છે વળી કોઇ સાધુ સાધ્વીને અત્યંત મંદવાડ હોય તેની વાત અપવાદે જુદી સમજવી આથી તમારે એમ ન સમજવુ

કે મુનિરાજ માટે વિનય તથા દાન ન કરવુ, પણ સમજુતી પૂર્વક વિશેષ પ્રકારે પાપ રહિત કરજો

૨ ઉદ્દેશ કર્મ—મનમા ઉદ્દેશ ચીંતવીને આહારાદિક પકાવવુ, એટલે રસોઇ કરતી વખતે મનમા એવુ ચીંતવે કે આ ભવમા દાન આપીશુ નહિ તો પરભવમા કાંઈ પામીશુ નહિ એ પ્રમાણે વિચાર કરી, વિભાગ પાડયા વિના થોડા દાળ ભાત વધારે રાધે તે ઓઘથી ઉદ્દેશિક દોષ કહેવાય, અને વિવાહ વગે રેના પ્રસ ગમા બનાવેલ પકવાન વગેરેમાથી સાધુને દાન દેવા માટે પકવાન વગેરે જુદા રાખે તે વિભાગથી ઉદ્દેશિક દોષ કહેવાય

૩ પુતિકર્મ—ઉદ્દગમાદિ દોષ વિનાના પવિત્ર ભોજન આદિકને બીજા અવિશુદ્ધ ભોજન આદિ સાથે મેળવ્યાથી પુતિકર્મ નામનો દોષ થાય છે જેમ અતિ સુગધિ અને મનોહર એવા ભાત આદિકમા બીજા દુર્ગ ધ યુક્ત લેશ માત્ર ભાત આદિક મેળવ્યાથી જેમ તે તજવા લાયક થાય છે, તેમ તે સર્વ ભાત આદિક પવિત્ર છતા પણ તેમા લેશ માત્ર આધાકર્માદિક દોષવાળા ભાત આદિક મેળવ્યાથી તે પૂતિકર્મ નામના દોષવાળા થાય છે, માટે સાધુને તે ત્યાગવા યોગ્ય છે

૪ મિશ્રજાત દોષ—કુટુબ માટેનુ અને સાધુ માટેનુ એમ મિશ્ર થએલુ જે ભોજન આદિક તે મિશ્રજાત નામના દોષવાળુ કહેવાય

૫ સ્થાપના દોષ—કેટલાક કાળ સુધી સાધુને નિમિત્તે જે ભાત પાણી આદિક રખાય તેને સ્થાપના દોષ જાણવો, અથવા સ્થાપના એટલે આ વસ્તુ મારે સાધુઓને આપવી છે, એવી બુદ્ધિથી દેવા લાયક વસ્તુઓને કેટલાક વખત સુધી ચુલા ઉપર, થાળીમા, છાબડીમા શીકા વગેરેમા રાખી મૂકવી, તેવા ભોજન આદિકને સ્થાપના દોષવાળુ જાણવુ, તે સાધુઓને અવશ્ય ત્યાગ કરવા લાયક છે

૬ પ્રાભૃતદોષ—કોઇ ઇષ્ટ અથવા પૂજ્ય પ્રત્યે ઘણા આદર સત્કાર પૂર્વક કઈ ઉત્તમ વસ્તુ અપાય છે તે પ્રાભૃત એટલે ભેટ કહેવાય છે એવી રીતે સાધુઓને આપવાની વસ્તુ પણ પ્રાભૃતિકા કહેવાય છે હવે તે પ્રાભૃતિકા બે પ્રકારની છે, એક સૂક્ષ્મ, અને બીજી બાદર તેમા મોટા આરભના વિષયવાળી બાદર કહેવાય, અને સ્વલ્પ આરભના વિષયવાળી સૂક્ષ્મ કહેવાય તે દરેકના બબ્બે ભેદો છે, એક ઉત્ષ્વષ્કણે કરીને બીજી અવષ્વષ્કણે કરીને તેમા પોતે ધારેલા કામની મુદત આગળ

લખાવીને જે આરભ કરવો તે ઉત્ષ્વષ્કણ કહેવાય. અને તેજ કાર્યની મુદતને ટુકી કરી પ્રથમજ જે આરભ કરવો તે અવષ્વષ્કણ કહેવાય જેમકે—

કોઇક શ્રાવકે કોઈક શહેરમા પોતાના પુત્રનો વિવાહ કરવા માડયો જ્યોતીષીએ લગ્નનો અમુક ઉત્તમ દિવસ જોઈ આપ્યો, પરતુ તે સમયે ગુરૂ મહારાજ બીજે સ્થળે વિહાર કરતા હોવાથી ત્યા તેમની હાજરી નથી, ત્યારે તે શ્રાવક મનમા એમ ચિતવે કે આ વિવાહ પ્રસગમા મનોહર પક વાન્ન તથા સુખડી આદિક થશે પરતુ તેમાથી સાધુઓના ઉપયોગમા કાઇ આવી શકશે નહિ વળી એમ સભળાય છે કે કેટલાક દિવસો પછી ગુરૂ મહારાજ વિહાર કરતા થકા અહી પધારશે, માટે તેજ વખતે મારા પુત્રનો વિવાહ કરવો યોગ્ય છે, કે જેથી સાધુઓને હુ પુષ્કલ આહાર આદિક તે સમયે આપી શકુ વળી તે ભોજન આદિક સફળ થએલુ ગણાય, કે જે સુપાત્રે વપરાય, અને તેથી મહાપુણ્ય ઉપાર્જન કરાય ઈત્યાદિક ચિતવીને નિશ્ચિત કરેલો વિવાહનો દિવસ ફેરવીને ગુરૂના આવવા સમયે વિવાહ કરે છે, એવી રીતે વિવાહનો દિવસ આગળ ઠેલીને પકવાન આદિક કરાય છે, તે બાદર ઉત્ષ્વષ્કણ પ્રભૃતિકા કહેવાય વળી કોઇક શ્રાવક પોતાના પુત્ર આદિકનો વિવાહનો દિવસ નકકી કરાવે, એટલા

મા તે નક્કી કરેલા દિવસની પહેલાજ ત્યા સાધુઓ આવી ચડયા, ત્યારે તે મનમા ચિતવે કે મારે આ સાધુઓને ઉત્તમ પ્રકારના ખુબ આહાર પાણી પુણ્ય માટે આપવા છે અને તે વિવાહ આદિક મહા પર્વમા થાય તેમ છે, માટે આ મુનિઓની હાજરી દરમ્યાન જો મારા પુત્ર આદિકનો વિવાહ થાય તો ઠીક એમ વિચારી નજીકનો વિવાહનો દિવસ ઠરાવે એવી રીતે ભવિષ્ય કાળમા થનારા વિવાહનો દિવસ નજીક લેઇને જે પકવાન્ન આદિક બનાવવામા આવે તે બાદર અવષ્વષ્કણ પ્રાભૃતિકા કહેવાય

વળી કોઇ સ્ત્રી સૂત્ર કાતવા આદિકનુ કામ કરતી હોય, અને તે વખતે તેનો બાળક રડતો થકો ભોજન માગે, કે હે મા તુ મને ભોજન આપ એટલામા તે પડોશના ઘરોમા ભિક્ષા માટે આવેલા સાધુઓને જોને, તેમને જોઈ સૂત્ર કાતવા આદિકના લોભ વડે કરીને તે રડતા એવા પોતાના બાળકને કહે કે, હે પુત્ર તુ રડ નહિ, ઘેર ઘેર ફરતા અનુક્રમે આ સાધુ મહારાજ જ્યારે આપણે ઘરે પધારશે, ત્યારે તેમને ભિક્ષા આપવા માટે હુ ઉઠીશ, ત્યારે તેજ વખતે તને પણ ભોજન આપીશ પછી અનુક્રમે સાધુ મુનિરાજ ત્યા આવે, ત્યારે ધર્મ આદિક માટે ઉઠીને તેમને ભિક્ષા આપે, અને પોતાના બાળકને પણ આપે અહીં જે ક્ષણે

બાળકે ભોજન માગ્યુ તેજ ક્ષણે તેને ભોજન આપવુ ઉચિત હતુ પણ ભવિષ્ય કાળમા સાધુઓને ભિક્ષા આપવાની સાથે પુત્રને જે ભોજન આપ્યુ, અને તે સમયની સાધુઓને આપવા રૂપ જે પ્રાભૃતિકા તે સુક્ષ્મ ઉત્ષ્વષ્કણ પ્રાભૃતિકા કહેવાય વળી કોઇક સ્ત્રી સૂત્ર કાતવા આદિકનુ કાર્ય કરતી થકી ભોજન માગતા બાળકને કહે કે, આ એક પૂણી કાતીને હુ તને ભોજન આપુ છુ, એટલામા ત્યા સાધુ આવી ચડ્યા, ત્યારે ઉઠીને તેમને ભિક્ષા આપે, અને બાળકને પણ ભોજન આપે અહીં રૂની પુણી કાત્યા બાદ તેણીએ બાળકને ભોજન આપવાની પ્રતિજ્ઞા કરેલી હતી પરતુ સાધુ નિમિત્તે તે પહેલાજ ઉઠીને બાળકને જે ભોજન આપ્યું, અને તે વખતે સાધુને આપવા રૂપ જે પ્રાભૃતિકા થઇ તેને સુક્ષ્મ અ વષ્વષ્કણ પ્રાભૃતિકા જાણવી હવે ત્યાર બાદ તે હાથ ધોવા આદિકની ક્રિયા કરતી વેળાએ અપ્કાય આદિકનું ઉપમર્દન કરે, છે માટે તે અ ૫ કાળવાળી જાણવી

૭ પ્રાદુષ્કરણ દોષ—સાધુને આહાર આદિક દેવા માટે અગ્નિ, દીપક અથવા મણિ આદિકનો પ્રકાશ કરીને અથવા ભીત આદિકને દૂર કરીને દેવાની વસ્તુનુ જે પ્રગટ કરવુ તે પ્રાદુષ્કરણ કહેવાય જેમ કોઇક શ્રાવક કે જે સાધુઓની ભકિત કરવામા હર્ષિત મન

વાળો હોય, તેમજ સુપાત્ર દાનથી નિરંતર જેના હાથ પવિત્ર થએલા છે, પરંતુ વિવેકની ઓછાશને લીધે એમ ચિંતવે કે સાધુઓને દેવા લાયક આ ભોજન આદિક મારા અંધારા ઘરમાં રહે છે, અને તેથી દ્રષ્ટિએ ન દેખાવાથી સાધુઓ લેશે નહી, એવું વિચારી ત્યાં પ્રકાશ માટે તેજસ્વી મણી રાખે, અથવા અગ્નિનો દીપક બળગાવે, અથવા જાળી મુકાવે, અથવા નાનું દ્વાર મોટું મુકાવે, અથવા ભિંતમાં બાકોરૂં પડાવે, એવી રીતે તે સ્થાનમાં રહેલી તે દેવાની વસ્તુને જે પ્રકાશવી વળી ઘરની અંદર રહેલા ચુલા ઉપર પોતાના કુટુંબ માટે રાંધેલા ભાત આદિકને સાધુને દેવા માટે અંધકારમાંથી લાવી બહારના ચુલા ઉપર મૂકવા, અથવા બીજા પ્રકાશવાળા સ્થાનમાં લાવી મુકવા, વગેરેમાં છકાય જીવોની હિંસાનો સંભવ હોવાથી સાધુઓએ તેવી ભિક્ષા વર્જવી

૮ ક્રીત દોષ—ક્રીત એટલે સાધુ માટે મૂલ્ય આદિક આપીને લીધેલી વસ્તુ, તે નીચે મુજબ ચાર પ્રકારની છે—એક પોતાના દ્રવ્યથી વેચાતી લીધેલી, બીજી પોતાના ભાવથી વેચાતી લીધેલી, ત્રીજી પરદ્રવ્યથી વેચાતી લીધેલી, ચોથી પરભાવથી વેચાતી લીધેલી તેમાં પોતાના દ્રવ્યથી વેચાતી લીધેલું એટલે પોતેજ

દ્રવ્ય વડે કરીને ઉજ્જયત આદિ તીર્થની શેષા, તથા રૂપ બદલાવવા આદિકની ગુટીકા અથવા સૌભાગ્ય આદિક કરનારી શાખડી આદિક ગૃહસ્થને આપીને તેને ખુશી કરી જે આહાર આદિક ગ્રહણ કરવા તે આત્મદ્ર નકીત કહેવાય તેમા દોષો નીચે મુજબ છે— તે ઉજ્જયત આદિ તીર્થની શેષા આદિક આપ્યા બાદ તુરતજ દૈવયોગે તે ગૃહસ્થ જો જ્વર આદિકથી માંદો પડે, તો તેના મનમા એવો વિચાર આવે કે આ સાધુએ મને શેષા આદિક આપી માંદો પાડયો, અને તે હકીકત જાહેર કરવાથી શાસનની હીલના થાય, તથા રાજા આદિક તે સાધુને પકડી માર કુટ કરે, વળી તે શેષા આદિક આપ્યા પહેલા જો તે માંદો હોય, અને તે શેષા આદિકને લીધા બાદ જો તે રોગ રહિત થાય ત્યારે આ મુનિઓ તો મામણીઆ છે, એવા લોકાપવાદથી પણ શાસનની હીલના થાય છે, તેમજ રોગ રહિત પુષ્ટ શરીરવાળો થવાથી ઘર સબધી બાપાર આદિમા મચ્યો રહેવાથી તે છકાય જીવોની વિરાધના કરી કર્મોનો બધ ઉપાર્જન કરે, ઇત્યાદિક દોષો ઉપન્ન થાય છે હવે આત્મ ભાવ હીન એટલે પોતેજ આહાર આદિક માટે ધર્મકથા કહે, વાદીઓની સાથે વાદ વિવાદ કરે, તપ કરે, તથા કવિતા

આદિક રચે, અને તેમ કરી ગૃહસ્થ આદિકને ખુશ કરી જે આહાર આદિક લે, તે આત્મભાવ ક્રીત કહેવાય અને તેવા આહાર આદિક લેવાથી પોતાની નિર્મલ ધર્મ ક્રિયાઓ નિષ્ફળ થાય છે હવે પરદ્રવ્ય ક્રીત એટલે ગૃહસ્થ સાધુ માટે સચિત્ત, અચિત્ત અથવા મિશ્ર એમ ત્રણ ભેદોવાળી અશન આદિક વસ્તુ દ્રવ્યથી ખરીદ કરીને આપે, તો તે પરદ્રવ્ય ક્રીત કહેવાય અને તેવી વસ્તુ લેવામા છકાય જીવની વિ-રાધના આદિક દોષો પ્રસિદ્ધજ છે, એટલે વેચાતી લાવેલી વસ્તુ જો સાધુ સાધ્વીઓ વહોરે તો તેને છકાય જીવની વિરાધના થાય માટે જો સાધુ સાધ્વીના જા-ણુવામા આવ્યુ હોય કે આ ફ્રુટ તથા મેવો અમારા માટે વેચાતો લાવેલ છે, માટે તે સાધુ સાધ્વીને કલ્પે નહિ તેમજ હે શ્રાવિકા બેન ! જો તમો આવી ભક્તિ કરતા હો તો કદી કરશો નહિ હવે પરભાવક્રીત એટલે કોઇ જાદુગર આદિક કલાવાન મનુષ્ય, કે જે સાધુઓની ભક્તિ કરવામા લીન થયો હોય, તેવો જાદુગર આ દિક સાધુઓને આહાર આદિક આપવા માટે પોતે પોતાના જાદુ આદિકના ખેલ કરી લોકોને ખુશી કરી તેમની પાસેથી આહાર વગેરે લઈ જો સાધુઓને આપે તો તે પરભાવ ક્રીત કહેવાય અને તેવા આહાર વગેરે

લેવાથી ત્રણ પ્રકારના દોષો લાગે છે એક તો ક્રીત એટલે વેચાતો લેવાનો દોષ, બીજા પાસેથી લાવીને આપવાથી અભ્યાહૃત નામનો દોષ લાગે, લાવી લાવીને સાધુઓ માટે એકઠું કરી રાખવાથી ત્રીજો સ્થાપના દોષ લાગે એવી રીતે આઠમો ક્રીત દોષ જાણવો

૯ પ્રામિત્ય દોષ—હમણા મને આ અમુક વસ્તુ જોઈએ છીએ, અને પછી હું તને તે પાછી આપીશ, એમ કહી સાધુ માટે ઉઠીની જે વસ્તુ લેવી, તે પ્રામિત્ય દોષ વાળી કહેવાય હવે તેના બે પ્રકારો છે, એક લૌકિક અને બીજો લોકોત્તર લૌકિક એટલે ગૃહસ્થે ઘી આદિ વસ્તુ બીજા પાસેથી ઉઠીની લઈ સાધુઓને આપવી તે અને તેમ કરવાથી તે ગૃહસ્થને દાસપણુ તથા બંધન આદિ દોષોની ઉત્પત્તિ થાય છે એટલે લાબા કાળે તે વસ્તુ પાછી આપવાની શકિત ન હોય, તો દેનાર માણસ તેની પાસે તાકીદ કરે, છતા જો લેનાર માણસ ન આપી શકે તો તેને માર કુટ બંધન વગેરે ભોગવવા પડે અને લોકોત્તર એટલે સાધુઓ વચ્ચે પરસ્પર વસ્ત્રાદિકના વિષયવાળો દોષ જાણવો તેના બે ભેદો નીચે મુજબ જાણવા —

કોઇક સાધુ કોઈક સાધુનુ વસ્ત્ર એવી શરતે ગ્રહણ કરે કે, આ તારૂ વસ્ત્ર કેટલાક દિવસ વાપરીને હુ તને પાછુ આપીશ, એ પહેલો ભેદ જાણુવો વળી કોઈક સાધુ બીજા સાધુ પાસેથી એવી શરતે વસ્ત્ર ગ્રહણુ કરે કે, આટલા દિવસો બાદ હુ તને આ વસ્ત્ર જેવુ બીજુ વસ્ત્ર આપીશ, એ બીજો ભેદ જાણુવો હવે તેમા પહેલા ભેદમા તે ગ્રહણુ કરેલુ વસ્ત્ર જો શરીર આદિકના મેલથી મેલુ થાય, અથવા ફાટી જાય, અથવા ચોર ચોરી જાય, અથવા રસ્તે પડી જાય, તો તેથી તે લેનાર અને આપનાર વચ્ચે પરસ્પર કલહ આદિ દોષોની ઉત્પત્તિ થાય બીજા ભેદમા તે આપનાર સાધુ લેનાર સાધુ પાસેથી જ્યારે પોતે આપેલા વસ્ત્ર આદિક જેવુ બીજુ વસ્ત્ર આદિક પાછુ માગે ત્યારે તેથી વધારે સારૂ વસ્ત્ર આદિ આપના છતા મહા મહેનતે આપનારનુ મન ખુશી કરી શકાય છે, અને તેને લઇને પણ કલહ આદિક દોષોની ઉત્પ ત્તિનો સભવ થાય છે

૧૦ પરિવર્તિત દોષ—પરિવર્તિત એટલે સાધુ માટે આહાર વગેરે બદલ સદલ કરીને ગ્રહણ કરવા તે તેના બે ભેદો છે એક લૌકિક અને બીજો લોકોત્તર વળી તે અકેક

તેમજ કર્યું વળી તેઓ વિચારે છે કે, જો આપણે સાધુઓને બોલાવીને આપશુ, તો અશુદ્ધની શંકાથી તેઓ લેશે નહિ, માટે આપણે આમાથી થોડુંક બ્રાહ્મણોને પણ આપીએ, વળી તેવી રીતે બ્રાહ્મણોને દેવાતુ એવુ પણ આ પકવાન્ન આદિ જો સાધુઓ નહિ દેખે, તો તેવીજ રીતની તેઓને અશુદ્ધની શંકા થશે, માટે સ્થંડિલ આદિ કામ માટે નીકળેલા સાધુઓ જ્યા જોઇ શકે, તેવી જગોએ આપણે તે બ્રાહ્મણ વગેરેને આપીએ એમ વિચારીને તેવે કોઇ સ્થાનકે જઇને બ્રાહ્મણ આદિકોને થોડુ થોડુ દેવા માડ્યું એટલામા સ્થંડિલ આદિક કાર્ય માટે નીકળેલા કેટલાક સાધુઓને તેઓએ ત્યા જોયા, ત્યારે તેઓએ નિમંત્રણ કર્યું કે, હે સાધુઓ! અમારી પાસે વધી પડેલુ પકવાન ઘણુ છે, માટે જો આપને તે ઉપયોગમા આવે તો ગ્રહણ કરો ત્યારે સાધુઓ પણ તે શુદ્ધ જાણીને લે છે, અને તે પરગામ સંબંધી ગુપ્ત અભ્યાહૃત કહેવાય હવે તે બાબતની અનુક્રમે જો સાધુઓને ખબર પડે, તો તેઓએ તે પરઠવી દેવુ વળી કોઇક સાધુ ભિક્ષા માટે ફરતો થકો કોઇક ઘરમા દાખલ થયો, ત્યા સગા સંબંધીઓ માટેનો જમણવાર ચાલતો હતો, અને તેમા વ્યગ્ર હોવાથી તે ઘરવાળી શ્રાવિકા તે વખતે તે

સાધુને આહાર આદિ આપી શકી નહિ ઈત્યાદિક કારણથી તે શ્રાવિકા પોતાને ઘેરથી તે મોદક આદિ લઇ ઉપાશ્રયે આવીને જે આપે, તે પ્રગટ રીતે પોતાના ગામ સબંધિ અભ્યાહૃત જાણવું એવી રીતે પરગામ સબંધી પણ પ્રગટ અનાચીર્ણ અભિહૃત જાણી લેવું હવે આચીર્ણ અભિહૃત બે પ્રકારનું છે, ક્ષેત્ર સબંધિ અને ઘર સબંધિ તેમાથી ક્ષેત્ર સબંધિ ત્રણ પ્રકારનું છે-ઉત્કૃષ્ટ, મધ્યમ, અને જઘન્ય જેમ કોઇક મોટા ઘરમા ઘણા માણસોની પંક્તિ ભોજન કરવાને બેઠેલી છે, તે પંક્તિના એક છેડા પર સાધુ સંઘાટક ઉભેલ છે, અને બીજે છેડે તે પકવાન્ન આદિક દેવાની વસ્તુઓ રહેલી છે, અને છુપ્તિ આદિકના ભયથી તે સાધુ સંઘાટક તે પકવાન્ન આદિકની પાસે જવાને અશક્ત છે તેથી એકસો હાથ છેટી ભૂમિથી લાવેલું અશનાદિક જે ગ્રહણ કરે, તેને ઉત્કૃષ્ટ ક્ષેત્રાભિહૃત આચીર્ણ જાણવું અને એકસો હાથ ઉપરાત છેટેથી લાવેલું તો લેવાનો નિષેધજ છે વળી લાંબો હાથ કરવા ઉપરાત એકસો હાથથી કંઇક ઓછી ભૂમિથી લાવેલું મધ્યમ કહેવાય, અને હાથ લંબાવવા સહિત તેટલે છેટેથી લાવેલું જઘન્ય કહેવાય જેમકે દાન આપનારી કોઇક શ્રાવિકા ઉંચે બેઠેલી છે, વળી સ્વા-

ભાવિક રીતે પોતાના લબાવેલા હાથમા મોદક આદિ ધારણ કરીને રહેલી છે, એવી રીતે રહી થકી સાધુ સઘાટકને આવેલા જોઈને હાથમા રહેલા તે મોદક આદિ લેવા માટે તેમને નિમત્રણ કરે, અને સાધુ તેણીના હાથ નીચે પાત્ર ધારણ કરે, અને તેણી પણ હાથ હલાવ્યા વિના પોતાની મૂઠી કઇક શિથિલ કરે, અને તેથી તે મોદક આદિ સાધુના પાત્રમા પડે, તેને ક્ષેત્ર સબધી આચીર્ણ અભ્યાહૃત જાણવુ, ત્રણ ઘરો એક પક્તિમા હોય, તેમા સાધુ સઘાટક જ્યારે ભિક્ષા ગ્રહણ કરે છે ત્યારે એક સાધુ ધર્મલાભ આપેલા એક ઘરમાથી ભિક્ષા લેતો થકો ઉપયોગ આપી ભિક્ષા ગ્રહણ કરે છે, પાછલા ભાગમા રહેલો બીજો સઘાટક ધર્મલાભ આપેલા ઘર સિવાયના બીજા બે ઘરમાથી ભિક્ષા લાવતો થકો દેનારના હાથ આદિક સબધી ઉપયોગ આપે છે, એવી રીતે ત્રણ ઘરમાથી લાવેલુ અશન આદિક ઘર સબધી આચીર્ણ અભ્યાહૃત કહેવાય

૧૨ ઉદ્‌ભિન્ન દોષ—ઉદ્‌ભિન્ન એટલે સાધુઓને ઘૃતાદિક આપવા માટે છાણુ આદિથી છાદેલી કુડલી આદિકનુ મુખ ઉઘાડવુ તે તે બે પ્રકારનુ છે-એક છાદેલુ

ઉઘાડવુ તે, અને બીજુ કમાડનુ ઉઘાડવુ તે છાં॰ દેલુ એટલે છાણુ, અગ્નિથી તપાવેલ લાખ, તથા અચિત્ત માટી વિગેરે ચોટાડવાના પદાર્થોથી જેનુ મુખ બધ કરેલુ હોય, તથા જે હમેશા ઉપયોગમા આવતા ન હોય, એવા ખાડ, ગોળ તથા ઘૃત આદિકથી ભરેલા ઘડા કુપા, કુડલી વગેરેને તેમા રહેલા ઘૃત આદિક સાધુને દેવા માટે ઉઘાડીને તેમને જે આપવુ, તે છાંદેલુ ઉદ્ભિન્ન જાણવુ અને આરીયા, કપાટ, અથવા ભડારીયા આદિક, કે જેમના કમાડ દઢ રીતે બધ કરેલા હોય, તથા જે હમેશા ઉઘાડબીડ કરવામા આવતા ન હોય, તેવા કમાડોને તેઓમા રહેલા ખાડ, ગોળ, ઘૃત આદિક સાધુને દેવા માટે જે ઉઘાડીને તે વસ્તુ સાધુને આપવી તે કમાડના ઉઘાડવા રૂપ ઉદ્ભિન્ન જાણવુ, અને તેથી છકાય જીવોની વિરાધના આદિક દોષો લાગે છે માટે તે બન્ને પ્રકારની ઉદ્ભિન્ન વસ્તુ સાધુઓએ ગ્રહણ કરવી નહિ પરતુ જો તે કુપા આદિકનુ મુખબધન હમેશા બાધવા છોડવામા આવતુ હોય, અને તેમા વળી સીલ માર્યા સિવાય કેવળ વસ્ત્ર માત્રનીજ ગાઠ દેવાતી હોય, અને સચિત્ત માટી આદિથી છદાતુ ન હોય, તોજ તે સાધુ માટે કદાચ ઉઘાડીને તેમાના ઘૃત આદિક તેમને દેવામા

આવે, તો સાધુએ તે લેવા તેમ કમાડ ઉઘાડવામા પણ જો તે હમેશા ઉઘાડવામા આવતા હોય, તેમ તે કમાડનો ઉલારીઓ જમીનપર ઘસાય તેવો ન હોય, તો તેવા કમાડ ઉઘાડીને પણ ભંડારીયામા રહેલી વસ્તુ જો આપવામા આવે, તો તે સાધુને કલ્પે છે

૧૩ હવે તેરમા માલાપહૃત નામના દોષનુ સ્વરૂપ કહે છે માલ એટલે મેડી શીકુ ભોયરૂ કે કોઠીમાથી લાવેલા આહારને માલાપહૃત કહે છે અર્થાત જ્યાથી લાવતા લાવનારને કષ્ટ પડે તે માલાપહૃત કહેવાય મેડી વિગેરે ઉપરથી લાવેલાને ઉર્ધ્વમાલાપહૃત કહેવાય, ભોયરૂ કે ભંડકીયામાથી લાવેલાને અધોમાલાપહૃત કહેવાય, અને કોઠી વગેરે એવી વસ્તુ હોય કે પગની પાની ઉચી કરવી પડે અને મોઢુ નીચુ રહે તેવા સ્થાનને ઉભયમાલાપહૃત કહેવાય, અને ગોખલા આદિકમા રહેલી વસ્તુને લાઓ હાથ કરી લાવીને જે આપવામા આવે ત્યા આગે નજરે ન દેખી શકવાથી તિર્યગ્માલાપહૃત કહેવાય શીકા વિગેરે ઉપરથી લાવેલી વસ્તુ જો સાધુ વહોરે તો નીચે પ્રમાણે દોષ છે—

શીકા ઉપરથી લાડુ વિગેરે લેવાને માટે ખાટલી ખુરશી વિગેરે ઉપર પગ દઈને ચડે, અને તે ખાટલી કે ખુરશી

ખસી જાય તો તેથી નીચે રહેલ કીડી વિગેરે જીવો તથા પૃથ્વીકાય વિગેરેની વિરાધના થાય તથા પડનાર માણસના હાથ પગ ભાગે, વળી સમતોલ ઘટી જવાથી કદાચ એવા કોઇ મર્મસ્થાને વાગે કે જેથી તેનુ મૃત્યુ પણ થાય, અને તેથી શાસનની લઘુતા—હીલણા થાય લોકો એમ બોલે કે, અમુક સ્રી સાધુને આપવા માટે ઘી વિગેરે વસ્તુ લેતા મરી ગઈ, માટે સાધુઓ કલ્યાણકારી-હિતકારી નથી કેમકે સાધુ એટલુ પણ જાણતા નથી કે, એવી રીતે લેવાથી આપનારનો અનર્થ થશે આવી રીતે લોકોમા સાધુઓની નિંદા થાય, અને શાસનની પણ હીલના થાય. વળી મેડી ઉપરથી સાધુને વહોરાવવા માટે ઘી વિગેરે લાવતા દાદરનુ પગથીયુ ચુકી જવાય તો લાવનાર પડી જાય, ઇત્યાદિક ઘણા દોષો લાગ તા હોવાથી સાધુએ માલાપહૃત દોષવાળી વસ્તુ લેવી નહિ પરતુ જો દાદરના પગથીયા સુખેથી ચડી ઉતરી શકાય તેવા હોય તો તે પર ચડીને લાવેલી વસ્તુ કદાચ આપે તો દોષ નથી સાધુ મુનિરાજ આહારની શુદ્ધિને માટે મેડી ઉપર ચડે છે, અને આહાર વહોરે છે, અને અપવાદથી તો નીચે રહ્યા થકા પણ સાધુ ઉપરથી લાવેલું ગ્રહણ કરે છે

૧૪ હવે ચૌદમો આચ્છિદ્ય નામનો દોષ કહે છે—સાધુને દેવાને નહિ ઈચ્છાવાળા એવા પણ નોકર પુત્ર પુત્રી

સ્રી પુત્રની વહુ વિગેરે પાસેથી તેઓની મરજી વરૂદ્ધ છતા સાધુને આહારાદિક વસ્તુ જે લઇને આપવી તે આચ્છિદ્ય કહેવાય તેના ત્રણ ભેદો છે—એક સ્વામી સબધી, સ્વામી એટલે ગ્રામાદિકનો નાયક, જે રૈયત પાસેથી બળાત્કારે એટલે જોર જુલ્મથી આહારાદિક વસ્તુ તેઓ પાસેથી લઇને સાધુને આપે બીજો પ્રભુ સબધી, પ્રભુ એટલે ઘરનો ધણી, તે પુત્ર વિગેરે જે ઉપર બતાવ્યા, તેઓની ઇચ્છા ન હોય, છતા તેમની પાસેથી લઇને સાધુને આહારાદિક વસ્તુ આપવી ત્રીજો ચોર સબધી, ચોરો વટેમાર્ગુઓ વિગેરે પાસેથી લુટેલી વસ્તુ સાધુને આપે તે ચોર સબધી આચ્છિદ્ય કહેવાય ચોરો પણ કોઈ કોઈ ભદ્રક પરિણામવાળા હોય છે, અને રસ્તામા સાધુ મુસાફરો પાસે ગોચરી લેવા ફરે છે છતા જો સાધુને આહારાદિક મળી શકતુ નથી એવુ દેખે છે તો તે ચોર લોકો સાધુ માટે અથવા પોતા માટે તે મુસાફરો પાસેથી જોરજુલમથી લઇને ભાતું આદિક સાધુઓને આપે આથી અપ્રીતિ ક્લેશ આત્મઘાત અતરાય દ્વેષ આદિક અનેક દોષોની ઉત્પત્તિ થાય છે વળી કેવળ ચોર સબધી આચ્છિદ્યમા એટલો ફરક છે કે, ચોરોને આવતા દેખી મુસાફરો સાધુને કહે કે, મહારાજ ! અમારી પાસેથી તો આ જે

જાતુ છે તે ચોરી જરૂર લઇ જશે, માટે આપ સુખેથી લ્યો આ પ્રમાણે જો મુસાફરો સાધુને કહે તો તે વસ્તુ સાધુ લે, અને ચોરી ગયા બાદ તે સાધુ મુસાફરોને પાછુ આપે અને કહે કે તે વખતે અમે ચોરની બીકથી લીધુ હતું, માટે હવે તમે તમારૂ પાછુ લઇ ટયો આ પ્રમાણે કહેવા છતા જો ગૃહસ્થો ન લે તો તે વસ્તુ સાધુને ખપે

૧૫ હવે ૫દરમો અનિસૃષ્ટ નામનો દોષ કહે છે—જે વસ્તુના જેટલા માલીક હોય તે દરેકની રજા સિવાય ફકત અમુકજ માણસ તે વસ્તુ સાધુને વહોરાવે, અને સાધુ વહોરે, તો અનિસૃષ્ટ દોષ લાગે છે માટે જે વસ્તુ સાધુએ વહોરવી તે વસ્તુના માલીક જેટલા હોય તે દરેકની રજા હોય તોજ સાધુએ વહોરવી જોઇએ અનિસૃષ્ટ વસ્તુ લેવાથી તાડન કલેશ અતરાય વિગેરે ઘણા દોષો લાગે છે તાત્પર્ય કે, જે વસ્તુ વહોરવાની હોય તેના દરેક માલીકો રાજી ખુશીથી આપવાની રજા આપે તો સાધુ વહોરી શકે

૧૬ હવે સોળમો અધ્યવપૂરક નામનો દોષ કહે છે—પોતા માટે રધાતા ભોજનમા સાધુ ભિક્ષુક કે પાખડીને આવતા જાણી તેમા ઉમેરો કરી વધારે રાધવુ તેને

અધ્યવપૂરક કહે છે તેના ત્રણ ભેદો છે-એક પોતા માટે અને ભિક્ષાચર માટે એમ મિશ્ર કરીને રાંધેલું, બીજું પોતા માટે અને સાધુ માટે એમ મિશ્ર કરીને રાંધેલું, ત્રીજું પોતા માટે અને પાખંડી માટે એમ મિશ્ર કરેલું તેમા યાચકો માટે અને પોતા માટે જેટલો અનાજનો ભાગ વધારે નાખ્યો હોય, અને તે જુદો પાડીને તે યાચકોને આપ્યા બાદ તેમાથી વધેલુ અનાજ સાધુ લે તો કલ્પે છે

હે શ્રાવિકા બેન! આ સોળ દોષ અમોને તમારા ત રફથી લાગે છે માટે અમારૂ અને તમારૂ હિત ચાહીને અમોને આ સોળ દોષમાથી કોઈ પણ દોષ ન લાગે તેવા પ્રકારનો પવિત્ર-શુદ્ધ આહાર આપવો એ તમારા જેવી શ્રા વિકાનો ધર્મ છે યાદ રાખજો કે દોષિત આહાર વહોરાવવાથી તમારૂ કલ્યાણ નથી, તેમ અમારૂ પણ કલ્યાણ નથી માટે ખરો લાભ લેવો હોય તો નિર્દોષ આહાર વહોરાવવા પુરતુ લક્ષ્ય આપશો આ સોળ દોષોનું સ્વરૂપ તમારે ખાસ જા ણવાની જરૂરી હતી, તેથી કહેલ છે કારણ કે જો આ સોળ દોષો શ્રાવિકા બહેનો સમજે તો અમે પણ દોષોથી મુક્ત થઇ શકીએ

હવે સોળ ઉત્પાદન દોષો કહુ છુ તે એકાગ્ર ચિત્ત રાખી સાભળશો આ સોળ દોષો અમારા તરફથી એટલે

સાધુ-સાધ્વી તરફથી હોય છે ઉત્પાદન સોળ દોષોના નામ આ પ્રમાણે છે—૧ ધાત્રી દોષ, ૨ દૂતી દોષ, ૩ નૈમિત્તિક ૪ આજીવિકા, ૫ વનીપક, ૬ ચિકિત્સા, ૭ ક્રોધપિંડ, ૮ માન પિંડ, ૯ માયા પિંડ, ૧૦ લોભ પિંડ, ૧૧ પહેલા તથા પાછળથી સસ્તવ, ૧૨ વિદ્યા પિંડ, ૧૩ મત્ર પિંડ, ૧૪ ચૂર્ણ પિંડ, ૧૫ યોગ પિંડ, ૧૬ અને મૂલકર્મ નામનો દોષ હવે તે સોળે દોષનો સક્ષેપથી અર્થ કહુ છુ—

૧ બાલકોને જે ધવરાવે, અથવા બાલકોને દુધ પીવરાવવા આદિક માટે તેઓને ધારણ કરે તે ધાત્રી કહેવાય અર્થાત્ બાલકોનુ પાલણપોષણ કરનારી સ્રી ધાત્રી કહેવાય ધાત્રી પાચ પ્રકારની છે–એક દૂધ પાનારી, બીજી નવરાવનારી, ત્રીજી આભૂષણ એટલે કપડા–ઘરેણા પહેરાવનારી, ચોથી રમાડનારી, અને પાચમી ખોળામા બેસાડનારી, ઉપર બતાવેલી પાચ પ્રકારની ધાત્રી માતાનુ કામ કરીને જે આહાર ગ્રહણ કરવો, તે ધાત્રી દોષવાળો આહાર કહેવાય છે જેમકે કોઇ સાધુ યા સાધ્વી વહોરવા ગયા, તે વખતે તે ઘરના બાળકને રડતો જોઇ તે સાધુ કહે કે, આ બાળક હજુ ધાવણો છે, માટે ધાવણ વિના પીડિત થઈ રૂદન કરે છે, માટે તુ તુરત મને ભિક્ષા આપ, અને પછી બા

અભાવપૂર્વક કહે છે તેના ત્રણ ભેદો છે-એક પોતા માટે અને ભિક્ષાચર માટે એમ મિશ્ર કરીને રાંધેલુ, બીજુ પોતા માટે અને સાધુ માટે એમ મિશ્ર કરીને નાખેલુ, ત્રીજુ પોતા માટે અને પાખડી માટે એમ મિશ્ર કરેલુ તેમા યાચકો માટે અને પોતા માટે જેટલો અનાજનો ભાગ વધારે નાખ્યો હોય, અને તે જુદો પાડીને તે યાચકોને આપ્યા બાદ તેમાથી વધેલ અનાજ સાધુ લે તો કલ્પે છે

હે શ્રાવિકા બેન! આ સોળ દોષ અમોને તમારા તરફથી લાગે છે માટે અમારૂ અને તમારૂ હિત ચાહીને અમોને આ સોળ દોષમાથી કોઈ પણ દોષ ન લાગે તેવા પ્રકારનો પવિત્ર-શુદ્ધ આહાર આપવો એ તમારા જેવી શ્રાવિકાનો ધર્મ છે યાદ રાખજો કે દોષિત આહાર વહોરાવવાથી તમારૂ કલ્યાણ નથી, તેમ અમારૂ પણ કલ્યાણ નથી માટે ખરો લાભ લેવો હોય તો નિર્દોષ આહાર વહોરાવવા પુરતુ લક્ષ આપશો આ સોળ દોષોનું સ્વરૂપ તમારે ખાસ જાણવાની જરૂરી હતી, તેથી કહેલ છે કારણ કે જો આ સોળ દોષો શ્રાવિકા બહેનો સમજે તો અમે પણ દોષોથી મુક્ત થઇ શકીએ

હવે સોળ ઉત્પાદન દોષો કહુ છુ તે એકાગ્ર ચિત્ત રાખી સાભળશો આ સોળ દોષો અમારા તરફથી એટલે

સાધુ-સાધ્વી તરફથી હોય છે ઉત્પાદન સોળ દોષોના નામ આ પ્રમાણે છે—૧ ધાત્રી દોષ, ૨ દૂતી દોષ, ૩ નૈમિત્તિક ૪ આજીવિકા, ૫ વનીપક, ૬ ચિકિત્સા, ૭ ક્રોધપિંડ, ૮ માન પિંડ, ૯ માયા પિંડ, ૧૦ લોભ પિંડ, ૧૧ પહેલા તથા પાછળથી સંસ્તવ, ૧૨ વિદ્યા પિંડ, ૧૩ મંત્ર પિંડ, ૧૪ ચૂર્ણ પિંડ, ૧૫ યોગ પિંડ, ૧૬ અને મૂલકર્મ નામનો દોષ હવે તે સોળે દોષનો સંક્ષેપથી અર્થ કહુ છુ—

૧ બાલકોને જે ધવરાવે, અથવા બાલકોને દુધ પીવરાવના આદિક માટે તેઓને ધારણ કરે તે ધાત્રી કહેવાય અર્થાત્ બાલકોનુ પાલણપોષણ કરનારી સ્ત્રી ધાત્રી કહેવાય ધાત્રી પાંચ પ્રકારની છે-એક દૂધ પાનારી, બીજી નવરાવનારી, ત્રીજી આભૂષણ એટલે કપડા-ઘરેણા પહેરાવનારી, ચોથી રમાડનારી, અને પાંચમી ખોળામા બેસાડનારી, ઉપર બતાવેલી પાંચ પ્રકારની ધાત્રી માતાનુ કામ કરીને જે આહાર ગ્રહણ કરવો, તે ધાત્રી દોષવાળો આહાર કહેવાય છે જેમકે કોઇ સાધુ યા સાધ્વી વહોરવા ગયા, તે વખતે તે ઘરના બાળકને રડતો જોઇ તે સાધુ કહે કે, આ બાળક હજુ ધાવણો છે, માટે ધાવણ વિના પીડિત થઈ રૂદન કરે છે, માટે તુ તુરત મને ભિક્ષા આપ, અને પછી બા

અંત્યવપૂરક કહે છે તેના ત્રણ ભેદો છે–એક પોતા માટે અને ભિક્ષાચર માટે એમ મિશ્ર કરીને રાંધેલુ, બીજુ પોતા માટે અને સાધુ માટે એમ મિશ્ર કરીને રાંધેલુ, ત્રીજુ પોતા માટે અને પાખંડી માટે એમ મિશ્ર કરેલુ તેમા યાચકો માટે અને પોતા માટે જેટલો અનાજનો ભાગ વધારે નાખ્યો હોય, અને તે જુદો પાડીને તે યાચકોને આપ્યા બાદ તેમાથી વધેલુ અનાજ સાધુ લે તો કલ્પે છે

હે શ્રાવિકા બેન! આ સોળ દોષ અમોને તમારા ન રફથી લાગે છે માટે અમારૂ અને તમારૂ હિત ચાહીને અમોને આ સોળ દોષમાથી કોઈ પણ દોષ ન લાગે તેવા પ્રકારનો પવિત્ર–શુદ્ધ આહાર આપવો એ તમારા જેવી શ્રાવિકાનો ધર્મ છે યાદ રાખજો કે દોષિત આહાર વહોરાવવાથી તમારૂ કલ્યાણ નથી, તેમ અમારૂ પણ કલ્યાણ નથી માટે ખરો લાભ લેવો હોય તો નિર્દોષ આહાર વહોરાવવા પુરતુ લક્ષ આપશો આ સોળ દોષોનું સ્વરૂપ તમારે ખાસ જાણવાની જરૂરી હતી, તેથી કહેલ છે કારણ કે જો આ સોળ દોષો શ્રાવિકા બહેનો સમજે તો અમે પણ દોષોથી મુક્ત થઇ શકીએ

હવે સોળ ઉત્પાદન દોષો કહુ છુ તે એકાગ્ર ચિત્ત સાભળશો આ સોળ દોષો અમારા તરફથી એટલે

સાધુ-સાધ્વી તરફથી હોય છે ઉત્પાદન સોળ દોષોના નામ આ પ્રમાણે છે—૧ ધાત્રી દોષ, ૨ દૂતી દોષ, ૩ નૈમિત્તિક ૪ આજીવિકા, ૫ વનીપક, ૬ ચિકિત્સા, ૭ ક્રોધપિંડ, ૮ માન પિંડ, ૯ માયા પિંડ, ૧૦ લોભ પિંડ, ૧૧ પહેલા તથા પાછળથી સસ્તવ, ૧૨ વિદ્યા પિંડ, ૧૩ મત્ર પિંડ, ૧૪ ચૂર્ણ પિંડ, ૧૫ યોગ પિંડ, ૧૬ અને મૂલકર્મ નામનો દોષ હવે તે સોળે દોષનો સક્ષેપથી અર્થ કહુ છુ—

૧ બાલકોને જે ધવરાવે, અથવા બાલકોને દુધ પીવરાવના આદિક માટે તેઓને ધારણ કરે તે ધાત્રી કહેવાય અર્થાત્ બાલકોનુ પાલણપોષણ કરનારી સ્ત્રી ધાત્રી કહેવાય ધાત્રી પાચ પ્રકારની છે-એક દૂધ પાનારી, બીજી નવરાવનારી, ત્રીજી આભૂષણ એટલે કપડા-ઘરેણા પહેરાવનારી, ચોથી રમાડનારી, અને પાચમી ખોળામા બેસાડનારી, ઉપર બતાવેલી પાચ પ્રકારની ધાત્રી માતાનુ કામ કરીને જે આહાર ગ્રહણ કરવો, તે ધાત્રી દોષવાળો આહાર કહેવાય છે જેમકે કોઇ સાધુ યા સાધ્વી વહોરવા ગયા, તે વખતે તે ઘરના બાળકને રડતો જોઇ તે સાધુ કહે કે, આ બાળક હજુ ધાવણો છે, માટે ધાવણ વિના પીડિત થઈ રૂદન કરે છે, માટે તુ તેને મને ભિક્ષા આપ, અને પછી

ળકને ધવરાવ અથવા તુ પડેલા આ બાળકને ધવ રાવી લે, પછી મને ભિક્ષા આપજે અથવા તુ નિશ્ચત બેસી રહે, હુ પોતેજ ક્યાકથી દૂધ લાવીને આ બાળકને આપીશ અથવા દુધ લાવો, બાળકને અમે પાઇએ. અથવા અમારા વહોરવાથી સર્યું, આ બાળકને જલ્દી લઇ લ્યો, અને છાનો રાખો, જગતમા પુત્રનુ મુખ જોવુ દુર્લભ છે આ પ્રકારે જે કામ કરીને અથવા બોલીને આહારાદિકનુ ગ્રહણ કરવુ તે ધાત્રીદોષ કહેવાય આવુ પાચે પ્રકારમા સમજી લેવુ, આનો વિસ્તાર ઘણો છે, પણ અહીં સક્ષેપથી કહેલ છે

૨ હવે બીજો દૂતીપણાનો દોષ કહે છે–દૂતી એટલે પરસ્પર સદેશો પહોચાડનારી એવી રીતે દૂતીપણુ કરવાથી એટલે પરસ્પર સદેશો પહોચાડવાનુ કાર્ય કરીને જે આહાર મેળવવો તે દૂતીપિડ કહેવાય એટલે આવી રીતે તારી માતાએ પિતાએ ભાઇએ બહેને આદિકે આમ કહેવરાવ્યુ છે, એમ અરસપરસ એક બીજાના સમાચાર કહીને જે આહારાદિકનુ ગ્રહણ કરવુ તે દૂતીદોષ કહેવાય એક બીજાના સમાચાર પહોચાડવાના કામ કરવાથી ઘણા દોષો થાય છે, એમ જાણીને ગૃહસ્થોના સમાચાર સાધુ સાધ્વીએ બીલકુલ

લાવવા નહિ, તેમ કહેવા નહિ આનો પણ શાસ્ત્રની અંદર ઘણો વિસ્તાર છે.

3 હવે ત્રીજે નૈમિતિકપણાનો દોષ કહે છે—નિમિત્ત એટલે ત્રણ કાળ સબંધી શુભ અશુભ બનાવોને જાણવાનુ સાધન. એવું નિમિત્ત જોઈ બતાવીને જે પિડ ગ્રહણ કરવો તે નિમિત્ત પિડ કહેવાય એટલે ભૂતકાળમા તમારૂ આમ થયું છે, વર્તમાન કાળમા આજેજ તારા સબંધમા અમુક બનાવ બનશે, અને આવતા કાળમા તમોને આ પ્રમાણે લાભ અલાભ થશે, આ વિગેરે કહીને આહારાદિકનું ગ્રહણ કરવુ તે નિમિત્ત-પિડ કહેવાય એટલે કે, કોઈક મુનિ પિંડ આદિક મેળવવા માટે ગૃહસ્થોની આગળ નિમિત્ત કહે છે, જેમકે ભૂતકળમા તને આવી રીતનુ સુખ દુખ થયેલુ છે, તથા ભવિષ્યકાળમા અમુક દિવસે તને રાજા આદિક પાસેથી સારો લાભ મળશે, અને આ વર્તમાનકાળમા આજેજ તારા સબધીમા અમુક બનાવ બનશે હવે તે ગૃહસ્થો પણ પોતાના લાભ, અલાભ, સુખ દુખ તથા જીવિત અને મરણ સબધી હકીકત જાણવાને ઉત્સુક હોય છે, અને તેવો ધૃષ્ટ સાધુ પોતાના લાભ માટે તેના પૂછવાથી અથવા અણપૂછવાથી પણ તેવું

નિમિત્ત તેને કહે છે, અને તેથી તે ગૃહસ્થો ખુશી થઈને તેને મોદક આદિકની ઉત્તમ પ્રકારની ઘણી ભિક્ષા આપે છે, તેવી ભિક્ષા નિમિત્ત પિંડ કહેવાય, પરંતુ તેવો પિંડ સાધુઓને લેવો કલ્પે નહિ, કેમકે તેથી આત્મઘાત તથા પરઘાત આદિક અનેક દોષો ઉત્પન્ન થાય છે

૪ હવે ચોથો આજીવિકા નામનો દોષ કહે છે–તે આજીવિકા પાચ પ્રકારની છે, જાતિ સબંધી, કુલ સબંધી ગણુ સબંધી, કર્મ સબંધી તથા શિલ્પ સબંધી વળી તે દરેકના બબ્બે ભેદો છે, એક સૂચના રૂપ અને બીજો અસૂચના રૂપ સૂચના એટલે ચતુરાઈ ભરેલા વચનોથી કહેવુ તે જેમ કોઇ બ્રાહ્મણના ઘરમા મુનિ વહોરવા જાય, અને તે બ્રાહ્મણને યજ્ઞ કરતો જોઇને યજ્ઞ સબંધી ક્રિયાઓ સારી રીતે બતાવવી. એટલે અમુક વસ્તુ યજ્ઞમા વપરાય છે અને તે યજ્ઞનુ નામ અમુક કહેવાય છે, વિગેરે કહેવુ, વળી જો અમુક વસ્તુ યજ્ઞમા વપરાય તો તે ઉત્તમ યજ્ઞ કહેવાય નહિ તથા યજ્ઞ કરનાર બ્રાહ્મણના પિતાને કહે કે, તમારો પુત્ર યાજ્ઞિક ક્રિયામા પરિપૂર્ણ છે, સારો અભ્યાસ કરેલો છે આ પ્રમાણે સાભળી તે બ્રાહ્મણ જાણે કે, આ સાધુ કોઇ બ્રાહ્મણનો

પુત્ર છે, કેમકે આ સાધુ યજ્ઞક્રિયા જાણે છે પછી તે બ્રાહ્મણ કહે કે–હે સાધુ ! ખરેખર તુ બ્રાહ્મણ લાગે છે, કેમકે બ્રાહ્મણ સિવાય આવી યજ્ઞક્રિયા કોણ જાણી શકે ? તે સાભળી સાધુ મૌન રહે છે, તેને સૂચના પૂર્વક પોતાની જાતિ પ્રગટ કરી આજીવિકા ચલાવવાનુ કાર્ય જાણવુ અસૂચના એટલે કોઇ પૂછે અથવા ન પૂછે તો પણ કહે કે, હુ બ્રાહ્મણ છુ, આ અસૂચના જાણવી આ પ્રમાણે કરવાથી તે બ્રાહ્મણને પોતાની જાતિનો પક્ષપાત હોવાથી આ સાધુ મારી નાતનો છે એમ વિચારીને સારી રીતે આહારાદિક પકાવીને આપે, અને તેથી આધાકર્મ દોષ લાગે વળી જો કોઇ હલકા વિચારનો બ્રાહ્મણ હોય તો ઉલટી રીતે વિચાર કરે કે, આ બ્રાહ્મણપણુ છોડીને સાધુ થયો ! એમ વિચારી અપમાન કરી કાઢી મુકે, ઇત્યાદિ ઘણા દોષ છે એવી રીતે ક્ષત્રિય આદિ જાતિ માટે તથા કુલ વિગેરે ભેદો માટે પણ ઉપર જણાવ્યા મુજબ જાણી લેવુ એવી રીતે ચોથો આજીવિકા દોષ જાણવો

૫ હવે પાચમો વનીપક દોષ કહે છે–વનીપક એટલે પ્રાયે કરીને દાતારોએ ગુરૂ તરીકે માનેલા એવા શ્રમણ આદિકો પ્રત્યે પોતાને ભક્ત તરીકે દર્શાવીને જે પિંડ

માગે, તે વનીપક કહેવાય જેમકે કોઇક મુનિ નિર્ગ્રંથ બૌદ્ધ, શાક્ય, તાપસ, પરિવ્રાજક આજીવક, બ્રાહ્મણ, કુતરા, કાગડા તથા પોપટ આદિકોના ભક્ત એવા ગૃહસ્થોના ઘરમા ભિક્ષા માટે જઈને આહાર આદિક મેળવવા માટે તેઓની પાસે તે નિર્ગ્રંથ આદિકોની એટલે તાપસ, બૌદ્ધ, વિગેરેના વખાણ કરીને પોતાને તેઓના ભક્ત તરીકે ઓળખાવે છે એટલે આ ઉપર બતાવેલા બૌદ્ધ આદિકોના ભક્તોના ઘરમા જઈને કહે કે, હે ઉત્તમ ગૃહસ્થ! તારા આ નિર્ગ્રંથ ગુરૂઓ જ્ઞાની છે, શુદ્ધ ક્રિયાકાડ કરનારા છે, ઈત્યાદિ પ્રશસા કરીને જે આહારાદિ ગ્રહણ કરવા તે વનીપકપણુ કહેવાય તાત્પર્ય કે જે જેના ગુરૂઓ હોય તેના ભક્તો પાસે તેઓની સ્તુતિ કરીને આહારને ગ્રહણ કરે તે વની પમ્પિડ કહેવાય તેવો પિડ લેવાથી સાધુને ઘણા દોષ લાગે છે કારણ કે અપાત્રદાનને સુપાત્રદાન સરખુ ગણી તેની પ્રશસા કરવાથી સમકિત સબધી અતિચાર લાગે છે, ત્યારે કુપાત્ર એવા બૌદ્ધાદિકોની સાક્ષાત્ પ્રશસા કરવાથી થતા દોષોની તો વાતજ શુ કરવી? કહ્યુ છે કે “ પાત્ર અથવા અપાત્ર પ્રત્યે દીધેલુ દાન નિષ્ફલ જતુ નથી એમ કહેવાથી પણ દોષ લાગે છે; ત્યારે અપાત્રની પ્રશસા કરવાથી

થતા દોષની તો વાતજ શુ કરવી ?" તેમજ મિથ્યાત્વની પણ પુષ્ટિ થાય છે વળી સર્વે પ્રકારના પાપોમા આસક્ત એવા તે મિથ્યાત્વીઓની પ્રશસા કરવાથી મૃષાવાદ તથા પ્રાણાતિપાત આદિની અનુમોદના થાય છે, માટે વનીપક દોષવાળો આહાર સાધુએ ગ્રહણ ન કરવો

૬ હવે છઠ્ઠો ચિકિત્સા નામનો દોષ કહે છે—ચિકિત્સા એટલે રોગનો ઉપાય બતાવવો તે. તે ચિકિત્સા બે પ્રકારની છે, એક સૂક્ષ્મ અને બીજી બાદર તેમા સૂક્ષ્મ એટલે ઔષધ અથવા વૈદ્યને બતાવવો તે, અને બાદર એટલે પોતે ચિકિત્સા કરવી, અથવા બીજા પાને કરાવવી હવે કોઇક જ્વર આદિક રોગોથી પી ડાએલો ગૃહસ્થ ભિક્ષા આદિક માટે ઘેર આવેલા સાધુને જોઈને પૂછે કે, હે ભગવાન્ ! મારા આ રોગનો આપ કઈ પણ ઉપાય જાણો છો ? ત્યારે સાધુ કહે કે, હે શ્રાવક ! જેવો આ તને રોગ થયો છે, તેવોજ મને પણ એક વખત થયો હતો, અને તે મારો રોગ અમુક પ્રકારના ઔષધથી દૂર થયો, એવી રીતે તે રોગી ગૃહસ્થને ઔષધ કરવાનો અભિપ્રાય જણાવી ઔષધ કરવાની તેણે સૂચના કરી અથવા રોગીએ પોતાના રોગનો ઉપાય પૂછવાથી સાધુ કહે કે, હે

માગે, તે વનીપક કહેવાય જેમકે કોઇક મુનિ નિર્ગ્રંથ બૌદ્ધ, શાક્ય, તાપસ, પરિવ્રાજક આજીવક, બ્રાહ્મણ, કુતરા, કાગડા તથા પોપટ આદિકોના ભક્ત એવા ગૃહસ્થોના ઘરમાં ભિક્ષા માટે જઇને આહાર આદિક મેળવવા માટે તેઓની પાસે તે નિર્ગ્રંથ આદિકોની એટલે તાપસ, બૌદ્ધ, વિગેરેના વખાણ કરીને પોતાને તેઓના ભક્ત તરીકે ઓળખાવે છે એટલે આ ઉપર બતાવેલા બૌદ્ધ આદિકોના ભક્તોના ઘરમાં જઇને કહે કે, હે ઉત્તમ ગૃહસ્થ! તારા આ નિર્ગ્રંથ ગુરૂઓ જ્ઞાની છે, શુદ્ધ ક્રિયાકાંડ કરનારા છે, ઇત્યાદિ પ્રશંસા કરીને જે આહારાદિ ગ્રહણ કરવા તે વનીપકપણું કહેવાય તાત્પર્ય કે જે જેના ગુરૂઓ હોય તેના ભક્તો પાસે તેઓની સ્તુતિ કરીને આહારને ગ્રહણ કરે તે વનીપકપિંડ કહેવાય તેવો પિંડ લેવાથી સાધુને ઘણા દોષ લાગે છે કારણ કે અપાત્રદાનને સુપાત્રદાન સરખુ ગણી તેની પ્રશંસા કરવાથી સમકિત સંબંધી અતિચાર લાગે છે, ત્યારે કુપાત્ર એવા બૌદ્ધાદિકોની સાક્ષાત્ પ્રશંસા કરવાથી થતા દોષોની તો વાતજ શું કરવી? કહ્યું છે કે “ પાત્ર અથવા અપાત્ર પ્રત્યે દીધેલુ દાન નિષ્ફલ જતું નથી એમ કહેવાથી પણ દોષ લાગે છે, ત્યારે અપાત્રની પ્રશંસા કરવાથી

થના દોષની તો વાતજ શું કરવી ?" તેમજ મિથ્યાત્વની પણ પુષ્ટિ થાય છે વળી સર્વે પ્રકારના પાપોમા આસક્ત એવા તે મિથ્યાત્વીઓની પ્રશસા કરવાથી મૃષાવાદ તથા પ્રાણાતિપાત આદિની અનુમોદના થાય છે, માટે વનીપક દોષવાળો આહાર સાધુએ ગ્રહણ ન કરવો

૬ હવે છઠ્ઠો ચિકિત્સા નામનો દોષ કહે છે—ચિકિત્સા એટલે રોગનો ઉપાય બતાવવો તે. તે ચિકિત્સા બે પ્રકારની છે, એક સૂક્ષ્મ અને બીજી બાદર તેમા સૂક્ષ્મ એટલે ઔષધ અથવા વૈદ્યને બતાવવો તે, અને બાદર એટલે પોતે ચિકિત્સા કરવી, અથવા બીજા પાને કરાવવી હવે કોઇક જ્વર આદિક રોગોથી પીડાએલો ગૃહસ્થ ભિક્ષા આદિક માટે ઘેર આવેલા સાધુને જોઈને પૂછે કે, હે ભગવાન્ ! મારા આ રોગનો આપ કંઈ પણ ઉપાય જાણો છો ? ત્યારે સાધુ કહે કે, હે શ્રાવક ! જેવો આ તને રોગ થયો છે, તેવોજ મને પણ એક વખત થયો હતો, અને તે મારો રોગ અમુક પ્રકારના ઔષધથી દૂર થયો, એવી રીતે તે રોગી ગૃહસ્થને ઔષધ કરવાનો અભિપ્રાય જણાવી ઔષધ કરવાની તેણે સૂચના કરી અથવા રોગીએ પોતાના રોગનો ઉપાય પૂછવાથી સાધુ કહે કે, હે

માગે તે વનીપક કહેવાય જેમકે કોઇક મુનિ નિર્ગ્રંથ બૌદ્ધ, શાકય, તાપસ, પરિવ્રાજક આજીવક, બ્રાહ્મણ, કુતરા, કાગડા તથા પોપટ આદિકોના ભક્ત એવા ગૃહસ્થોના ઘરમા ભિક્ષા માટે જઇને આહાર આદિ મેળવવા માટે તેઓની પાસે તે નિર્ગ્રંથ આદિકોની એટલે તાપસ, બૌદ્ધ, વિગેરેના વખાણ કરીને પોતાને તેઓના ભક્ત તરીકે ઓળખાવે છે એટલે આ ઉપર બતાવેલા બૌદ્ધ આદિકોના ભક્તોના ઘરમા જઇને કહે કે, હે ઉત્તમ ગૃહસ્થ! તારા આ નિર્ગ્રંથ ગુરૂઓ જ્ઞાની છે, શુદ્ધ ક્રિયાકાંડ કરનારા છે, ઇત્યાદિ પ્રશસા કરીને જે આહારાદિ ગ્રહણ કરવા તે વનીપકપણુ કહેવાય. તાત્પર્ય કે જે જેના ગુરૂઓ હોય તેના ભક્તો પાસે તેઓની સ્તુતિ કરીને આહારને ગ્રહણ કરે તે વનીપપિંડ કહેવાય તેવો પિંડ લેવાથી સાધુને ઘણા દોષ લાગે છે કારણ કે અપાત્રદાનને સુપાત્રદાન સરખુ ગણી તેની પ્રશસા કરવાથી સમકિત સબધી અતિચાર લાગે છે, ત્યારે કુપાત્ર એવા બૌદ્ધાદિકો!! સાક્ષાત્ પ્રશસા કરવાથી થતા દોષોની તો વાતજ શુ કરવી? કહ્યુ છે કે “ પાત્ર અથવા અપાત્ર પ્રત્યે દીધેલુ દાન નિષ્ફલ જતું નથી એમ કહેવાથી પણ દોષ લાગે છે, ત્યારે અપાત્રની પ્રશસા કરવાથી

થતા દોષની તો વાતજ શુ કરવી ?" તેમજ મિથ્યાત્વની પણ પુષ્ટિ થાય છે વળી સર્વે પ્રકારના પાપોમા આસક્ત એવા તે મિથ્યાત્વીઓની પ્રશસા કરવાથી મૃષાવાદ તથા પ્રાણાતિપાત આદિની અનુમોદના થાય છે, માટે વનીપક દોષવાળો આહાર સાધુએ ગ્રહણ ન કરવો

૬ હવે છઠ્ઠો ચિકિત્સા નામનો દોષ કહે છે—ચિકિત્સા એટલે રોગનો ઉપાય બતાવવો તે તે ચિકિત્સા બે પ્રકારની છે, એક સૂક્ષ્મ અને બીજી બાદર તેમા સૂક્ષ્મ એટલે ઔષધ અથવા વૈદ્યને બતાવવો તે, અને બાદર એટલે પોતે ચિકિત્સા કરવી, અથવા બીજા પાને કરાવવી હવે કોઇક જ્વર આદિક રોગોથી પીડાએલો ગૃહસ્થ ભિક્ષા આદિક માટે ઘેર આવેલા સાધુને જોઈને પૂછે કે, હે ભગવાન્ ! મારા આ રોગનો આપ કઈ પણ ઉપાય જાણો છો ? ત્યારે સાધુ કહે કે, હે શ્રાવક ! જેવો આ તને રોગ થયો છે, તેવોજ મને પણ એક વખત થયો હતો, અને તે મારો રોગ અમુક પ્રકારના ઔષધથી દૂર થયો, એવી રીતે તે રોગી ગૃહસ્થને ઔષધ કરવાનો અભિપ્રાય જણાવી ઔષધ કરવાની તેણે સૂચના કરી અથવા રોગીએ પોતાના રોગનો ઉપાય પૂછવાથી સાધુ કહે કે, હે

શ્રાવક ! શું હું વૈદ્ય છું ? કે જેથી રોગનો ઉપાય જાણું ? એમ કહેવાથી તે અજાણ રોગીને તેના રોગના સબંધમાં તું વૈદ્યને પૂછ એવી તેણે તે રોગીને સૂચના કરી તેને સૂક્ષ્મ ચિકિત્સા જાણવી હવે સાધુ પોતેજ વૈદ્ય થઇને સાક્ષાત્ વમન, જુલાબ, તથા કવાથ આદિક ઈલાજ કરે અથવા બીજા કોઇ પાસે કરાવે, તેને બાદર ચિકિત્સા જાણવી એવી રીતે ઉપકાર કરવાથી ખુશ થએલો તે ગૃહસ્થ મને મનોહર ભિક્ષા આપશે, એમ વિચારી તે યતિ ઉપર જણાવેલી બન્ને પ્રકારની ચિકિત્સા કરે છે પરંતુ દુષ્ટ પિંડ માટે સાધુએ તેમ કરવું ઉચિત નથી, કેમકે તેવો પિંડ લેવાથી નીચે જણાવ્યા મુજબ અનેક દોષોની ઉત્પત્તિ થાય છે ચિકિત્સા કરતી વેળાએ કંદ મૂળ ફલ આદિક જીવોના વધથી, તથા ક્વાથના ઉકાળવા આદિકરૂપ પાપયુક્ત વ્યાપારથી સંયમનો વિનાશ થાય છે, વળી તે નિરોગી થયેલો ગૃહસ્થ પણ તપાવેલા લોખંડના ગોળા સમાન જીવોનો વધ કરનારો થાય છે, તેમજ નિર્બલ અને અંધ વાઘને બળવાન અને દેખતો કરવાથી જેમ તે જીવહિંસા કરે છે, તેમ સાજો થયેલો ગૃહસ્થ પણ હિંસક થાય છે વળી કદાચ દૈવયોગે સાધુએ ઔષધ આપ્યા બાદ તે રોગીનો રોગ જો

વધી પડે, તો કોપ પામેલા તેના પુત્ર આદિક તે સાધુને રાજાની કોરટ આદિકમા ઘસડે છે, તથા આહાર આદિકના લોભથી આ યતિઓ આવુ આવુ વૈદક કરે છે, એમ લોકાપવાદ થવાથી શાસનની હીલના થાય છે આવા કારણથી સાધુ સાધ્વીઓએ શ્રાવક શ્રાવિકાને અથવા બીજા કોઇને ઔષધ દવા બતાવવી નહિ.

૭ હવે ક્રોધ નામનો સાતમો દોષ કહે છે—ક્રોધ એટલે કોપ, અને તેના સબધવાળો જે પિડ, તે પણ ક્રોધ પિડ કહેવાય એટલે ગૃહસ્થ ઉપર ક્રોધ કરીને આહારાદિક વસ્તુ લેવી કોઇ ગૃહસ્થ બ્રાહ્મણ પ્રમુખને આહારાદિક આપતો હોય, અને સાધુને ન આપતો હોય, તે વખતે ગૃહસ્થ ઉપર સાધુ એકદમ ક્રોધ કરે, તે ક્રોધના ભયથી એટલે કે સાધુને ક્રોધ કરાવવો તે ઠીક નહિ એમ ધારીને ગૃહસ્થ સાધુને આહાર આપે તે ક્રોધપિડ કહેવાય

૮ હવે આઠમા માનપિડનુ સ્વરૂપ કહે છે—માન એટલે ગર્વ–અભિમાન, તેના હેતુવાળો જે પિડ તે માનપિડ કહેવાય એટલે કે–કોઇક સાધુને બીજા સાધુઓ એમ ચડાવે કે, તુ તો લબ્ધિવાન છે, અથવા

સામર્થ્યવાળો છે, અને જ્યા જઈશ ત્યાથી પાછો નહિ ફરે, એટલુ જ નહિ પણ જોઇતી ચીજ જરૂર મેળવી શકે તેવો છે માટે હે મહાનુભાવ ! અમોને અમુક વસ્તુ લાવી આપ, અથવા અમુક ભોજન લાવીને જમાડ, ઈત્યાદિક વચનો વડે ચડાવેલો, અથવા કોઈક તેનુ અપમાન કરે કે " તુ તો કાઇ કરી શકે તેવો નથી " એવી રીતે અપમાન સાભળીને અભિમાનવાળો, અથવા બીજાઓથી કરાતી પોતાની લબ્ધિની ખ્યાતિ સાભળીને, " ગમે ત્યા જાઉ ત્યા હરેક રીતે હુ આહારાદિક મેળવી શકુ તેમ છુ, અને તેથી લોકો મારી પ્રશસા કરે છે " એવી રીતે મનમા અભિમાન વધવાથી કોઈક ગૃહસ્થ પાસે જઇને તેને એવા યુક્તિવાળા વચનો કહે કે, ભાઈ ! શ્રાવક શ્રાવિકાએ સાધુને દાન દેવુ એ મહાન પુન્યનુ કામ છે એમ કહીને ગૃહસ્થને ચડાવે, અને તેથી તે ગૃહસ્થ પણ તેવા અભિમાનવાળો થઇને પોતાની સ્ત્રી વિગેરે ઘરવાળાની દેવાની ઇચ્છા ન છતા પણ જે ભોજન આદિક સાધુને આપે તે માનપિંડ કહેવાય

૯ હવે નવમો માયાપિંડ કહે છે—માયા એટલે બીજાને ઠગવાની બુદ્ધિ, અને તેવી માયા પ્રપચ કરીને મત્ર

મંત્ર વિગેરેમા કુશલ એવો સાધુ પોતાના રૂપનુ બ-
દલવુ એટલે બીજુ રૂપ ધારણ કરવુ વિગેરે પ્રકારે
માયા કરીને લાડુ વિગેરે જે આહાર ઉપાર્જન કરે તે
માયાપિંડ કહેવાય.

૧૦ હવે દસમો લોભપિંડ કહે છે—લોભ એટલે ગૃદ્ધિ-
પણુ—આસક્તિ, તે વડે કરીને જે પિંડ ગ્રહણુ કરવો
તે લોભપિંડ કહેવાય જેમકે, આજે હુ કેસરીયા લાડુ
લઇશ, બેસના માવાના પેંડા ગ્રહણુ કરીશ, બરફી
તાજી લઈશ, સુગધી ઘીવાળા મેસુબ લઇશ, એવી
બુદ્ધિથી બીજા વાલ, ચણા, ભાત દાળ, રોટલી, રોટલા
વિગેરે સાદો આહાર મળવા છતા તે ન લેતા તેવા
લાડુ વિગેરેનેજ જે ગ્રહણુ કરવા તે લોભપિંડ કહેવાય
અથવા પૂર્વે તેવી બુદ્ધિ વિના પણુ સહેજસાજે ઘણા
મળતા એવા લાપસી પ્રમુખ ભોજનને, આજે તો
"ઉત્તમ રસવાળો આહાર લેવો તેજ ઠીક છે, એમ
વિચારીને જે લેવુ તે પણુ લોભપિંડ કહેવાય અથવા
દૂધ વિગેરે મળ્યા બાદ, હવે આમા જો ખાંડ, સાકર,
બદામ વિગેરે મળે તો મજા પડે, એવી રીતનો અધ્ય-
વસાય મનમા લાવીને ભમતા થકા જે તે ખાંડ આદિક
મેળવે તે લોભપિંડ કહેવાય એવી રીતના ક્રોધ

જોઈને દાન આપ્યા પહેલાજ તે ધનાઢ્યના સત્યે અથવા અસત્ય ઉદારતા આદિક ગુણોથી તેની પ્રશસા કરે, જેમકે ' અહો ! અમોએ પહેલા સાભળ્યુ હતુ કે, આપ મહા દાનેશ્વરી છો, એવા આપને આજે તો અમે પ્રત્યક્ષ જોયા વળી જ્યા ત્યા ભમતા એવા અમોએ આપના સરખા બીજા કોઈના પણ ઉદારતા આદિક ગુણો જોયા કે સાભળ્યા નથી વળી આપને ધન્ય છે, કે જેમના આવા ઉત્તમ ગુણો સર્વે દિશાઓમા કઇ પણ અટકાવ વિના ફેલાઈ રહેલા છે ઇત્યાદિ રૂપ પૂર્વ સસ્તવ જાણવો હવે કોઈ ગૃહસ્થે દાન દીધા બાદ તેની સ્તુતિ કરવી જેમ કે–આપના દર્શનથી આજે અમારા નેત્રો અને મન જે શીતલ થયા, તેમા આશ્ચર્ય નથી, કેમકે
સમૂદ્ર જોવાથી કોણ હર્ષિત થતુ
પશ્ચાત્સસ્તવ જાણવો આવી રીતનો
સસ્તવ કરવાથી સાધુને માયામૃષા
મની અનુમોદના રૂપ ઘણા દોષો
હવે માતા પિત રૂપ જે
સબધિ સસ્તવ
પૂર્વકાલનુ સાતિ
રૂપે જે સસ્તવ, તે

આદિક ચારે વિષયોવાળા પિંડ સાધુઓને લેવા કલ્પે નહિ કેમકે, તેથી દ્વેષ કર્મબંધન તથા શાસનની હીલના વિગેરે ઘણા દોષો ઉત્પન્ન થાય છે માટે સાધુ સાધ્વીએ ગોચરી જતા ક્રોધાદિક ચારેનો જરૂર ત્યાગ કરવો જોઈએ.

૧૧ હવે અગીયારમો પહેલા તથા પાછળથી સંસ્તવ નામનો દોષ કહે છે-સંસ્તવ એટલે વખાણ કરવા, તે સંસ્તવ બે પ્રકારનો છે, એક વચન સંસ્તવ અને બીજો સંબંધી સંસ્તવ. તેમાં વચન એટલે જે મુખથી પ્રશંસા કરવી, તે રૂપ જે સંસ્તવ તે વચન સંસ્તવ કહેવાય, અને સંબંધી એટલે માતા સાસુ વિગેરે, તે રૂપે જે વખાણ કરવા તે સંબંધી સંસ્તવ કહેવાય. વળી તે એકેકના બબ્બે ભેદો છે-પૂર્વ સંસ્તવ અને પશ્ચાત્ સંસ્તવ. તેમાં દેવાની વસ્તુ લીધા પહેલા એટલે હજુ પોતે ગૃહસ્થને ત્યાંથી આહારાદિક વસ્તુ લીધી ન હોય, તે પહેલાજ તે દાન દેવાવાળા ગૃહસ્થના ગુણો વિગેરે વખાણવા તે પૂર્વ સંસ્તવ કહેવાય, અને દેવાની વસ્તુ લીધા પછી જે દાતારના ગુણો વિગેરે વખાણવા તે પશ્ચાત્ સંસ્તવ કહેવાય જેમકે-કોઇક સાધુ ભિક્ષા માટે ભમતો થકો કોઇક ઘરમાં કોઈક ધનવાન્ દાતારને

ઉ૦ સાધ્વીજી—શ્રાવક શ્રાવિકાએ પણ અતિચારો આલોવવા માટે સાજને સવાર પ્રતિક્રમણ કરવુ જોઇએ. એ પ્રમાણે પ્રતિક્રમણ ગર્ભહેતુમા કહેલ છે માટે હે બ્હેન તમે આ તમારો નિત્ય નિયમ પ્રમાદને વશ થઈ ચુકશો નહિ

પ્ર૦ શ્રાવિકા—પ્રતિક્રમણની અંદર છ આવશ્યકમા કયા કયા આચારની શુદ્ધિ થાય છે ?

ઉ૦ સાધ્વીજી—સામાયિક પ્રતિક્રમણ તથા કાઉસગ્ગ આવશ્યકમા ચારિત્રાચારની વિશુદ્ધી થાય છે કેમકે સામાયિક લેવાથી સાવદ્ય એટલે પાપનો ત્યાગ થાય છે, અને તેથી ચારિત્રની વિશુદ્ધિ થાય છે પ્રતિક્રમણમા પાપની નિંદા કરવાથી અને અતિચારોને આલોવવાથી ચારિત્રની વિશુદ્ધિ થાય છે કાઉસગ્ગથી કાયા વોસ- રાવાય છે આત્માને વિષે ઉપયોગ સ્થપાય છે, અને તેથી સમાનભાવની વૃદ્ધિ થાય છે, પ્રભુના ગુણોમા એકાગ્રતા થાય છે તેજ ચારિત્ર છે વાસ્તે તે કાઉસગ્ગ અતિચારથી પણ ચારિત્રાચારની વિશુદ્ધિ થાય છે આ પ્રમાણે સામાયિક પ્રતિક્રમણ અને કાઉસ્સગ્ગ એ ત્રણ આવશ્યકથી ચારિત્રાચારની વિશુદ્ધિ થાય છે તે બનાવ્યુ ચઉસત્થો એટલે લોગસ્સથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે પચ્ચકખાણ આવશ્યકથી તપાચારની

વિશુદ્ધિ થાય છે, અને વંદન આવશ્યકથી જ્ઞાનાચારની વિશુદ્ધિ થાય છે, કારણ કે ગુરૂનો વિનય કરવો એજ જ્ઞાનનો આચાર છે, અને છએ આવશ્યકમા વીર્ય ફોરવવુ છે, માટે વીર્યાચારની વિશુદ્ધિ થાય છે શ્રાવક સદા કાલ સસારમા વીર્ય ફોરવી રહ્યો છે, એટલે હમેશા સાસારિક કામમા ઉદ્યમ કરી રહ્યો છે, શ્રાવક તે સાસારિક કામોને માટે જે બળ વાપરે તે બાળવીર્ય કહેવાય, અને શ્રાવક પોતાનુ વીર્ય ધર્મમા ફોરવે એટલે ધાર્મિક કામોમા પોતાની શક્તિ વાપરે તે બાલપંડિતવીર્ય કહેવાય મુનિરાજ આરાધક પણે વર્તે છે તે પંડિતવીર્ય છે એ રીતે છએ આવશ્યકમા પાચે આચારની વિશુદ્ધિ થાય છે

પ્ર૦ શ્રાવિકા—પ્રતિક્રમણ કયે વખતે કરવુ ?

ઉ૦ સાધ્વીજી—બે સધ્યાએ એટલે સાજના અને સવારના પ્રતિક્રમણ કરવુ સાજનુ પ્રતિક્રમણ કરતા અર્ધો સૂર્ય બહાર હોય તે વખતે વદિત્તુ આવે તે પ્રમાણે કરવુ જોઈએ, આ મુખ્ય રીત છે, અને તે કરતા મોડુ વહેલુ કરવામા આવે તો જ્ઞાનવિમલસૂરિએ કરેલી સજ્ઝાયમા પ્રાયશ્ચિત્ત કહેલુ છે પણ કોઇ અપવાદે તો જો દેવસી પ્રતિક્રમણ વહેલુ કરે તો બપોરના બાર વાગ્યા પછી

અને મોડુ કરે તો રાત્રિના બાર વાગ્યા સુધી કરી શકે રાઈ પ્રતિક્રમણુ વહેલુ કરે તો રાત્રિના બાર વાગ્યા પછી, અને મોડુ કરે તો બપોરના બાર વાગ્યા સુધી કરી શકે એ રીતે પ્રતિક્રમણુ ગર્ભહેતુ નામના ગ્રન્થમા કહ્યુ છે, તેનુ કારણુ એમ છે કે, કઇ કામમા રોકાયો હોય અથવા ગુચવાયો હોય તો તે બદલે પ્રતિક્રમણુ રહી જાય નહિ, માટે અપવાદે ઉપર જણુાવ્યા મુજબ વખતે પણુ પ્રતિમક્રણુ થઇ શકે છે જી વસ્તભાવ એવો છે કે—જો એક વખત તુટક પડયુ તો ઘણુા દિવસ તુટક થાય, અને પ્રમાદ વધી જાય, માટે અપવાદે આ કાળ બતાવ્યો છે પણુ બનતા સુધી સમનસરજ પ્રતિક્રમણુ કરવુ એવી મર્યાદા છે શ્રી હરિભદ્ર સૂરિએ પચાશકમા કહ્યુ છે કે–' જેમ ખેતી સમયે કરે તો સફળ થાય, પણુ અકાળે કરે તો સફળ થાય નહિ, તેમ અકાળે ક્રિયા કરી તે તેવી છે, માટે બનતા સુધી જે જે ધર્મકરણી પ્રભુએ કહી છે તે તે અવસરે કરવી. આ પ્રમાણુે પ્રશ્નોત્તર રત્ન ચિતામણિમા લ્હેલ છે, ત્યાથી આ ઉત્તર લખેલો છે

શ્રાવિકા—સવારના પ્રતિક્રમણુમા આયરિય ઉવજ્ઝાએ કહ્યા પછી જે કાઉસગ્ગ કરીએ છીએ, તે કાઉસગ્ગમા ચાર લોગસ્સ ગણુવા કે સોળ નવકાર ગણુવા ?

ઉ૦ સાધ્વીજી—તે કાઉસગ્ગમા તમામ અતિચારોની શુદ્ધિને માટે તપ ચિતવણીનો કાઉસગ્ગ કરવાનો છે, તપ ચિતવતા જો ન આવડે તો સોળ નવકારનો કાઉસગ્ગ કરે એમ પ્રવૃત્તિ છે પણ ખરી રીતે તો તપનુ ચિતવન કરવુ જોઇએ

પ્ર૦ શ્રાવિકા—તપ ચિતવન કેવી રીતે કરવો તે જણાવશોજી

ઉ૦ સાધ્વીજી—તપના ચિતવનનો વિધિ આ પ્રમાણે છે, મનમા ચિતવવુ કે—"શ્રી વીર ભગવતે છ માસી તપ કર્યો હતો, હે ચેતન! તે તુ કરી શકીશ? અહીં મનમા ઉત્તર ચિતવવો કે–શકિત નથી, પરિણામ પણ નથી, પછી એક દિવસ ઓછો ચિતવવો, તેનો ઉત્તર ચિતવવો કે–શકિત નથી, તેમ પરિણામ નથી પછી બે ઉપવાસ ઓછા ચિતવવા, તેનો ઉત્તર ચિતવવો કે–શકિત નથી, તેમ પરિણામ નથી એમ એક એક ઉપવાસ ઓછો કરતા ઓગણત્રીશ ઉપવાસ ઓછા કરવા એક એક ઓછો કરવો ન ફાવે તો એક બે ત્રણ ચાર પાચ એમ પાચ પાચને થોકડે ચિતવવુ, ઓગણત્રીશ ઉપવાસ ઓછા કર્યા પછી "હે ચેતન! પાચ માસનો તપ કરી શકીશ? એવી રીતે પાચ માસના તપમા પણ ક્રમે ક્રમે એક એક

ઉપવાસ ઓછો કરી છેવટે ઓગણત્રીશ દિવસ ઓછા કરવા ત્યાર પછી ચાર માસી તપ, ત્રિમાસી તપ, દ્વિમાસી તપ, એક માસખમણુ તપ ચિતવવો ત્યાર પછી એક માસખમણુમા એક દિવસ ઓછો કરીશ, બે દિવસ ઓછો કરીશ, તેમ તેર દિવસ સુધી ચિતવવુ ત્યાર પછી ચોત્રીશ ભકત એટલે સોળ ઉપવાસ, ત્યાર પછી બત્રીશ ભકત એટલે પદર ઉપવાસ, એમ બબ્બે ભકત ઓછા કરતા યાવત્ ચોથ ભકત સુધી એટલે એક ઉપવાસ સુધી કહેવુ પછી આયબીલ નીવી એકાસણુ બેસણુ અવઢ પરીમઢ સાઢ પોરસી પોરસી નમુક્કારશી મુટ્ઠી સહિય સુધી ચિતવવુ અહીં સર્વ સ્થાનકે શકિત નથી પરિણામ નથી એમ ચિતવવુ, પણુ જે તપ કર્યો હોય પરતુ અત્યારે ન કરવો ત્યા ચિતવવુ કે શકિત છે પણુ પરિણામ નથી અને છે તે જે તપ કરવો હોય ત્યા ચિતવવુ કે, શકિત છે અને પરિણામ પણુ છે એમ ચિતવી કાઉસગ્ગ પારવો હે બહેન ! તપ ચિતવવાની આ પ્રમાણે રીતિ છે, પણુ જેને શીખવાની શકિત હોવા છતા તે તપ ચિતવના ન આવડતુ હોય તો શીખી લેવુ જોઈએ કારણુ કે આપણે જ્યારે સવારમા આ પ્રમાણે તપ ચિતવીએ ત્યારે આપણુને

એવી પ્રબળ ભાવના થાય કે " અહો ! મારા ઇષ્ટદેવ કેવી તપસ્યા કરતા હતા, અને હુ કેવો નિર્બલ તથા લાલચુ બની ગયો છુ કે જેથી દરરોજ ખાવાનુ જોઇએ છે, અને કાઇ પણ તપસ્યા કરતો નથી હે ચેતન ! તપસ્યા વિના તારા કર્મ કેવી રીતે ખપશે ? તારા ઇષ્ટદેવ જાણુતા હતા કે, હુ આ ભવમાજ મોક્ષે જવાનો છુ, છતા એમણે કેવી ઘોર તપસ્યાઓ કરી છે ? માટે મારે પણ મારા ઇષ્ટદેવને પગલે ચાલીને કર્મ ખપાવવા મારી શક્તિ પ્રમાણે તપ કરવો જોઇએ. પ્રભુ મહાવીરને પગલે ચાલીશ તોજ આત્માનું કલ્યાણ થશે કોઈ જીવે ખાતા પીતા, મોજ શોખ કરતા, ઇન્દ્રિયોનું પોષણ કરતા, તથા શરીરની રક્ષા કરતા મુક્તિ મેળવી નથી શ્રી મહાવીર પ્રભુના ચરિત્ર ઉપરથી ચોકખુ સમજાય છે કે હે ચેતન ! જો તારે કર્મ ખપાવી દુ:ખમય સસારથી પાર ઉતરવુ હોય તો જરૂર તપસ્યા કર અનતા જીવોએ તપ કરીને આત્માને દુ ખ દેનારા એવા ઘાતી કર્મોને ખપાવી સિદ્ધિ મેળવી છે, અત્યારે મેળવે છે, અને હજી પણ આવતા કાળમા ઉત્તમ પ્રકારના તપ વડે મોક્ષને મેળવશે તપનો એવો ગુણુ છે કે ગમે તેવા ચીકણા કર્મોને પણુ બાળીને ભસ્મીભૂત કરી નાખે છે.

જેવીરીતે અગ્નિ પાસે કોઈપણ ચીજ બળ્યા વિના રહેતી નથી, અર્થાત અગ્નિ તમામ ચીજને બાળી નાખે છે, તેવીજ રીતે તપરૂપી અગ્નિ પણ ચીકણામાં ચીકણા અને વિષમ દુ ખ દેનારા એવા કર્મોને બાળી નાખે છે આવી રીતે વિચાર આવતા આત્માની શુભ ભાવના પ્રબલ થાય છે માટે હે સુસ્રાવિકા ! શ્રાવક કુળમાં જન્મ લેનારાએ સવારમાં ઓછામાં ઓછુ નવકારશીનુ પચ્ચખ્ખાણુ તો અવશ્ય કરવુ જોઇએ, અને સાંજે ચોવિહારનુ પચ્ચખાણુ કરવુ જોઇએ, ચોવિહારનુ ન બને તો તિવિહારનુ, તિવિહારનુ ન બને તો છેવટે દુવિહારનુ તો પચ્ચકખાણુ અવશ્ય કરવું જોઇએ આતો શ્રાવકકુળનો આચાર છે, માટે હે ભાગ્યશાલી ! તમારા જેવા સજ્જનોએ કુલાચાર તો જરૂર સાચવવો જોઇએ પર્યુષણુ દીવાળી અથવા એવા એવા જે મોટા પર્વના દિવસો હોય તે દિવસે ઉપવાસ આયબિલ એકાસણુ વિગેરે પોતાની શક્તિ મુજબ તપ કરવો જોઇએ કારણકે આપણા ઉપકારી મહાવીર પિતાએ તે તપનુ સેવન કર્યું છે, અને તે પિતાના પુત્ર પુત્રીઓ જે આપણે, તેઓએ તે ઉપકારી પિતાને પગલે કેમ ચાલવુ ન જોઇએ ? અર્થાત ચાલવુ જ જોઇએ " મહાવીરના અમે પુત્રો છીએ, અમે પુત્રીઓ

છીએ, અથવા મહાવીર પરમાત્માનો ધર્મ બહુ સારો છે, તે ધર્મ કરવો જોઇએ, તેમના શાસનની દાઝ રાખવી જોઇએ, આ વિગેરે બોલનારા જ્યાસુંધી આ ચરણમા ન મૂકે, પ્રભુના આગમમા બતાવેલી ક્રિયાને ન આદરે, ત્યા સુધી તેમના બોલવા માત્રથી બોલનારનુ તથા સાભળનારનુ હિત શી રીતે થાય ? હે ચતુર શ્રાવિકા ! એ વાત તમારેજ વિચારવી જોઇએ, માટે પરમાત્મા મહાવીરના શાસના ઉપર તથા તેમના ધર્મ ઉપર જેમને પ્રેમ છે તેઓએ જરૂર પોતાની શકિત પ્રમાણે પ્રભુ મહાવીરના પગલે ચાલવુ જોઇએ ઉપર બતાવેલો જે જૈનકુલના આચાર, એટલે પ્રતિક્રમણ, સાજનુ અને સવારનુ પચ્ચકખાણુ નવકારશી ચોવિહાર તિવિહાર વિગેરે ન કરતો હોય, અને સવારના સૂર્યોદય થયો કે ન થયો હોય છતા વિના સંકોચે ખાવા પીવાની છુટ રાખતા હોય, રાતના નવ વાગે દસ વાગે કે બાર વાગે ખાવા પીવાની છુટ રાખતા હોય, તેઓને શુ મહાવીરના પુત્ર પુત્રીઓ કહી શકાય ? અથવા તેઓએ શુ જૈનકુલનો આચાર પાળ્યો કહેવાય ? તે વિચાર હુ તમોનેજ સોપુ છુ, કારણ કે તમે વિચારશિલ છો, પરમાત્મા મહાવીરના ધર્મને સમજી શકો તેવા છો અહીં તપનો વિષય ચાલતો હોવાથી

મારે પ્રાસંગિક કહેવુ જોઈએ કે–આજકાલ કેટલાએક અધ્યાત્મનો ડોળ રાખનારા કે જેઓને ભાવઅધ્યાત્મનો ગધ પણ હોતો નથી, છતા 'અમે ધ્યાન કરીએ છીએ' એવી રીતે બોલવાવાળાનો મને મેળાપ થયો છે, તેવા મનુષ્યો મોઢથી તો અધ્યાત્મની મોટી મોટી વાતો કરે છે, અને ઉપર ઉપરથી એવી પણ વાતો કરે છે કે, 'પૌદ્‌ગલિક ભાવનો ત્યાગ કરવો એજ ખરો ધર્મ છે" એક બાજુથી આવી મીઠી મીઠી વાતો કરે છે, અને બીજી બાજુથી તેઓનુ આચરણ જોઉ છુ તો તેઓને નહિ કોઇ પણ પચ્ચક્ખાણ કરવુ, નહિ કાઈ ક્રિયા કરવાની, કે નહિ કાઈ ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરવાનો, ગમે તે સમયે દૂધ ઉકાળીને પીવુ, ગમે તે તિથિએ અને ગમે તે વખતે અભક્ષ્ય પદાર્થોને પણ છુટથી વાપરવા, આવી રીતે જ્યા મોઢથી જ ધર્મની વાતો કરી રહ્યા હોય, પણ આચરણમા પુદ્ગલનીજ વાસનાઓ ચાલી રહી હોય, તેઓ કેવી રીતે પ્રભુના ભક્ત કહેવાય ? અને કેવી રીતે અધ્યાત્મી કહેવાય ? શુ તેઓ બોલવા પ્રમાણે પોતાના વચનો પાળનારા કહેવાય ? અર્થાત્ નજ કહેવાય આટલુ અહીં મારે કહેવુ પડ્યું, તેનુ કારણ એજ છે કે આ તપનો વિષય ચાલે છે, અને તપથી જીવાના કર્મ

ખપે છે, એવું જ્ઞાની મહાત્માઓ કહે છે, તે તપ કહેવા માત્રથી કરી શકાતો નથી, પણ આચરણમાં મૂકી પૌદ્ગલિક વાસનાઓનો ત્યાગ કરવાથી કરી શકાય છે, માટે અહીં કહેલ છે

શ્રાવિકા—હે પૂજ્યપાદ ! આપે કહ્યું તે અક્ષરે અક્ષર સત્ય છે, કારણ કે તપગુણ ઘણોજ ઉત્તમ છે, અને તે ગુણનું સેવન કરીને ઘણા જીવોએ પોતાનું હિત કરેલું છે વળી પોતાના જૈનકુળના આચાર પ્રમાણે શ્રાવક–શ્રાવિકાએ સાંજ સવાર પચ્ચક્ખાણ કરવું જ જોઈએ શુષ્કજ્ઞાનીઓ જે પચ્ચક્ખાણ વિગેરે ક્રિયાઓ કરતા નથી તેઓ પ્રભુ શ્રીમહાવીરના પગલે ચાલે છે એમ કેમ કહેવાય ?

પ્ર૦ શ્રાવિકા—આપણે મિચ્છામિ દુક્કડં દઈએ છીએ, તો તે મિચ્છામિ દુક્કડનો અર્થ શું છે ?

ઉ૦ સાધ્વીજી—મિ એટલે મૃદુત્વ અને માર્દવત્વ મૃદુત્વ એટલે શરીરની નમ્રતા, અને માર્દવત્વ એટલે ભાવનમ્રતા છા એટલે આચ્છાદન, એટલે કે અસંયમયોગ રૂપી દોષોનું ઢાંકવું

મિ એટલે મર્યાદા, એટલે કે, હું ચારિત્રરૂપ મર્યાદામાં સ્થિત છું

दु એટલે નિંદુ છુ, એટલે કે, દુષ્ટ કર્મો કરવા વાળા મારા આત્માને હુ નિંદુ છુ

क એટલે મે કરેલા પાપને

ड એટલે અતિક્રમુ છુ—દૂર કરૂ છુ તાત્પર્ય કે—મે કરેલા પાપને હુ ઉપશમ વડે દૂર કરૂ છુ

હે સુજ્ઞ શ્રાવિકા ! **मिच्छामि दुक्कडं** નો કેવો ભવ્ય અને મજાનો અર્થ છે ? જો મિચ્છામિ દુક્કડ દેતી વખતે ઉપર પ્રમાણે ભાવના રહે તો આપણે જે વાગવાર અતિક્રમણાદિમા મિચ્છામિ દુક્કડ દઇએ છીએ, તે દેવાનો ફરી વખત આવે નહિ જો ક્રિયા આપણે કરીએ તે ક્રિયાનુ રહસ્ય સમજીને કરવામા આવે તો વધારે લાભ આપનારી થાય છે જેણે જે પાપ દૂર કરવા મિચ્છામિ દુક્કડ દીધો હોય, અને ફરીથી તે પાપ તેવાજ ભાવથી જો કરે, તો તે પ્રાણી માયામૃષાને સેવે છે, આ પ્રમાણે ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ સાડા ત્રણસો ગાથાના સ્તવનની બીજી ઢાળની સત્તરમી ગાથામા કહેલ છે—

मिथ्या दुक्कड देई पातिक, ते भावे जे सेवे रे।
आवश्यक साखे ते परगट, मायामोसने सेवे रे। श्रीसी ।१७।

જે પ્રાણી મિચ્છામિ દુક્કડં દઈને વળી પાછો તેજ પાપ સેવા ભાવે કરીને સેવે છે તે પ્રાણી પ્રત્યક્ષપણે આવશ્યકની શાખે મૃષામૃષાને સેવે છે એવું કેમ કહો છો કે માયામૃષાને સેવે છે? તો કહે છે કે, ગુરૂ આદિકને રાજી કરવા માટે મિચ્છામિ દુક્કડં દે છે, પણ પર માર્થે શુન્ય છે આવશ્યક સૂત્રમાં કહ્યું છે કે—

"जं दुक्कडं ति मिच्छा, तं चेव निसेवइ पुणो पावं पच्चक्ख मुसावाइ, मायानियडीपसंगो य"

જો મનોહર એવો મિચ્છામિ દુક્કડંનો અર્થ જાણવા પૂર્વક દેવામાં આવે તો આ ઉપર બતાવેલી ગાથાનો અર્થ એટલે માયામૃષાને સેવવાપણાનો દોષ ન લાગે, માટે દરેક સૂત્રનો અર્થ જાણવો જોઇએ તેમાં વધારે જાણવાની શક્તિ ન હોય તો સાંજ-સવાર કરવામાં આવતું બે દેવસી રાઈ પ્રતિક્રમણ, તેનો અર્થ તો જરૂર શીખવો જોઇએ અને વધારે બુદ્ધિશાલીઓએ તો પંચપ્રતિક્રમણનો અર્થ તથા જીવ અજીવ વિગેરે તત્ત્વનો જાણવા માટે પ્રકરણો અર્થ સહિત ભણવા જોઇએ જે અર્થ સહિત સૂત્રો ભણીને તે સૂત્રો પ્રતિક્રમણમાં બોલે અથવા સાંભળે તો તેને ઘણોજ

ઉ૦ સાધ્વીજી—ઇચ્છામો એટલે અમે ઈચ્છીએ છીએ, અ-ણુસઠ્ઠિ એટલે ગુરૂની આજ્ઞાને, એટલે કે, અમે ગુરૂની આજ્ઞાને ઇચ્છીએ છીએ *

પ્ર૦ શ્રાવિકા—છ આવશ્યક ગણધરે કર્યા છે કે કોઇ બીજાએ?

ઉ૦ સાધ્વીજી—છ આવશ્યક મૂળ ગણધરે કરેલ છે એ પ્રમાણે સતવે છે વદારૂવૃત્તિને વિષે સિદ્ધાણુ બુદ્ધાણ, પાક્ષિક સૂત્રે નમો તેસિં ખમાસમણાણ, તથા સર્વ સિદ્ધાતને વિષે મૂળ સૂત્ર ગણધરોએ કર્યા છે વળી આવશ્યક મૂળ સૂત્ર સુધર્માસ્વામીએ કરેલ છે એ પ્રમાણે લેખ છે, આ પ્રમાણે સેનપ્રશ્નમા કહેલ છે

પ્ર૦ શ્રાવિકા—ચરવળાની દાંડી સ્ત્રીઓએ ગોળ રાખવી કે ચોરસ?

ઉ૦ સાધ્વીજી—સ્ત્રીઓએ ચરવળાની દાંડી ચોરસ રાખવી

પ્ર૦ શ્રાવિકા—વદિત્તુ કહેતી વખતે તથા પગામસજ્ઝાય કહેતી વખતે કેવા આસને બેસવુ? તે સમજાવશોજી

ઉ૦ સાધ્વીજી—ડાબો ઢીંચણ વાળીને જમીન ઉપર સ્થાપવો, અને ડાબા ઢીંચણના તળીયા ઉપર જમણા પગની

---

* પ્રતિક્રમણ કરવાની જે આજ્ઞા આપે અમને આપી છે, તે આજ્ઞાને અમે અમારી ઇચ્છાથી ઇચ્છીએ છીએ.

ભાજુના પાછળના અપોલાનનો સર્વ ભાગ આને તેમે જમણો પગ ઉભો રાખી બેસવુ ખરીરીતે તો આ બે ઢીંચણ જેવી રીતે સ્થાપવાના કહ્યા છે તેવીજ રીતે ભૂમિ પર ફક્ત બન્ને પગની અગુલિજ સ્થાપીને ઉત્કટ બેસવાનુ છે, તેમ ન બને તો ઉપર મુજબ બેસવુ આવા ઉત્કટ આસનથી ઉપયોગ એકાગ્ર થાય છે, અને તેથી અતિચારની ચિંતવના બરાબર થાય છે માટે હે બ્હેન! અમારે પગામસઝ્ઝાય કહેતી વખતે ઓઘાને બે હાથ વચ્ચે રાખીને ઉત્કટ આસને બેસવુ જોઈએ, તથા તમારે પણ ચરવળો પગ ઉપર રાખીને પ્રમાદ રહિત થઇ ઉપર બતાવેલ આસન પ્રમાણે બેસવુ જોઇએ. કેમકે વદિતામા અતિચારોને આલોચવના છે, માટે પ્રમાદ–આલસ્યનો ત્યાગ કરીને જેમ સગ્રામમા લડવૈયો સાવધાન રહે છે અને શત્રુઓને હણે છે તેમ કર્મરૂપી શત્રુઓને હણવા માટે પ્રતિક્રમણમા સાવધાન રહેવુ જોઇએ જો સગ્રામમા વીર સુભટો પ્રમાદ કરે તો શત્રુઓને હણવા તો બાજુએ રહે, પણ પોતાને શત્રુ હણી જાય, તેવીજ રીતે અહીં પણ કર્મરૂપી શત્રુને હણવા માટે જો સાવધાન રહે તોજ કર્મરૂપી શત્રુ હણાય પણ જો ઉત્સાહ રહિત બની પ્રમાદ તથા નિદ્રાને આધીન રહે તો કર્મરૂપી

શત્રુ હણવા અને અતિચારોની શુદ્ધિ થવી બાજુએ રહે, પણ ઉલટા અતિચાર લાગે. કેમકે અતિચારમા કહેલ છે કે, 'સામાયિકમાહી ઉંઘ આવી " એ નિયમ પ્રમાણે અતિચાર આલોવવાની જગ્યાએ અતિચાર લાગે, માટે ઉત્કટ આસને બેસીને અમારે પગમ સજ્ઝાય તથા તમારે વદિત્તુ કહેવુ જોઇએ સભાના પ્રતિક્રમણમા જો કે એક જણ પ્રગટપણે ભણાવે, પણ બીજા બધાએ જેને સૂત્ર આવડતા હોય તેઓએ મનમા સૂત્રોનું મનન કરવુ જોઇએ, અને અર્થ આવડતો હોય તો સાથે અર્થનુ પણ ચિંતવન કરવુ જોઇએ આથી આપણુ મન બીજે જઈ શકે નહિં. દરેક ક્રિયા મનનું એકાગ્રપણુ કરીને કરવાની છે, માટે જેઓ પ્રતિક્રમણ શીખ્યા હોય તેઓએ જરૂર મનની અદર સૂત્રોનુ તથા અર્થનું ચિંતવન કરવુ પણ જેઓ પ્રતિક્રમણના સૂત્ર તથા અર્થ શીખ્યા ન હોય, તેઓએ તો સાવધાનપણે ઉપયોગ રાખીને સાભળવું, તેથી પણ ઘણો લાભ થાય છે, કારણકે સારા પરિણામથી આશ્રવ રોકાય છે

પ્ર૦ શ્રાવિકા—શુ એક વદિત્તામાજ ઉત્કટ આસને બેસવું, અને બાકીના વખતમા પ્રતિક્રમણ[illegible]

ઉ૦ સા વીજી—છ આવશ્યક સુધી પ્રતિક્રમણ ઉભા ઉભા કરવુ જોઇએ કારણ કે, ગુરૂ મહારાજને વાદણા દઈએ છીએ તેનો અર્થ વિચારતા બેઠા બેઠા પ્રતિક્રમણ કરે તે શી રીતે અર્થ સાચવી શકે? વદનનો અર્થ આવી રીતે છે—અણુજાણહ એટલે મને આજ્ઞા આપો, મે મિઉ ગ્ગહ એટલે સાડા ત્રણ હાથ પ્રમાણવાળા ક્ષેત્રમા પ્રવેશ કરવાને, તાત્પર્ય કે, પ્રતિક્રમણમા શિષ્ય ગુરૂ મહારાજથી સાડા ત્રણ હાથ દૂર બેઠો હોય, ત્યાથી ગુરૂ મહારાજ પાસે આવવાની આજ્ઞા માગે હવે વિચારો કે, જે બેઠા બેઠા પ્રતિક્રમણ કરતો હોય તે શી રીતે અવગ્રહમા આવે? અથવા તો તેણે શુ ગુરૂની મશ્કરી કરી ન કહેવાય? એટલે પોતાને અવગ્રહમા આવવુ નથી, અને ફોગટ આજ્ઞા માગવી, તે શુ ઠીક કહેવાય? તમે આખા વદણનો અર્થ વિચારી જાઓ તો તમોનેજ જણાશે કે, છ આવશ્યકમા બેસવુ ન જોઇએ. તેમજ સાજના પ્રતિક્રમણમા જેવી રીતે ઉભા થાય છે, તેવી પણ વિશેષે કરીને સવારના પ્રતિક્રમ ણમા જરૂર ઉભા થવુ જોઇએ. કારણ કે, નિદ્રામાથી ઉઠીને બેઠા હોઈએ તો કદાચ પ્રતિક્રમણમા નિદ્રા આવી જાય, અને તેથી અતિચાર શુદ્ધ રીતે આલોવાય નહિ, માટે સવારનુ પ્રતિક્રમણ ઘણુ ભાગે બેઠાજ કરવાનો

રીવાજ છે તે પણ યુક્ત નથી કારણ કે **अवश्यं करणीयम् आवश्यकम्**—અવશ્ય કરવાને લાયક આવશ્યક છે કદાચ શરીરબળ ઘટી ગયુ હોય, શક્તિનો અભાવ હોય, તો જુદી વાત છે પણ પ્રમાદને આધીન થઇને પ્રતિક્રમણ કરતી વખતે બેસી રહેવુ ન જોઇએ પ્રથમ અમો પ્રતિક્રમણ ભણાવનાર જે સાધ્વીજીઓ, તેઓ જો ઉભા ઉભા પ્રતિક્રમણ કરે તો શ્રાવિકા બહેનો બેસી રહે નહિ પણ અમો પોતેજ સવારના પ્રતિક્રમણમા ઘણુ કરીને ઓછાજ ઉઠીએ છીએ જો કે સવારના પ્રતિક્રમણમા પણ કોઇ કોઇ સાધ્વીજીઓ ઉભા થતા હશે, તેને માટે મારી ના નથી, પણ ઉભા થનારા થોડા અને બેઠા બેઠા પ્રતિક્રમણ કરનારા ઘણા, માટે આ રીવાજ અમારે સુધારવાની જ રૂર છે જ્યા સુધી અમો છ આવશ્યકમા ઉભા ન થઇએ ત્યા સુધી તમોને ઉપદેશ કેવી રીતે આપી શકીએ? કદાચ આપીએ તો પણ તે ઉપદેશથી તમારા ઉપર શુ અસર થાય? નજ થાય, કારણ કે ઉપદેશ દેનારે પહેલા જ કાર્યમા મૂકવુ જોઇએ

પ્ર૦ શ્રાવિકા—આપ વારવાર કહી ગયા કે નિદ્રાનો ત્યાગ કરીને ક્રિયાઓ કરવી જોઇએ, તો નિદ્રા કેટલા પ્રકારની છે?

૮૦ સાધ્વીજી—નિદ્રા પાચ પ્રકારની છે—નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા, અને થિણદ્ધી સુખેથી એટલે બોલાવવા માત્રથી જે જાગે તેનુ નામ નિદ્રા કહીએ ઘણી વખત બોલાવવાથી હલાવવાથી તથા ઘણા પ્રયત્નથી જે જાગે તેનુ નામ નિદ્રા નિદ્રા કહીએ બેઠા બેઠા તથા ઉભા ઉભા જે ઉંઘ આવે તેનુ નામ પ્રચલા કહીએ હાલતા ચાલતા ઉંઘ આવે તેનુ નામ પ્રચલા પ્રચલા કહીએ. દિવસે ચિતવેલા કાર્યની કરનારી નિદ્રા તે થિણદ્ધી કહીએ એટલે દિવસે કોઈ કામ ચિતવી રાખ્યુ હોય, તે કામ રાત્રિમા નિદ્રાને વશ હોય તે વખતે કરે. આ થિણદ્ધી નિદ્રા આવ્યે થકે પહેલા સ ઘયણવાળાને વાસુદેવના બળ થકી અર્ધુ બળ હોય, અને છેવટ્ઠા સઘયણવાળાને પણ એ નિદ્રા આવ્યે થકે નિદ્રાની અદર પોતાના બળ કરતા બમણુ ત્રણગણુ બળ વધે માટે તે નિદ્રા ફરી આવે ત્યારેજ પહેલી વખતે જે કામ કર્યુ હોય તે કરી શકે આ નિદ્રા ઘણા પાપનો ઉદય હોય તેને આવે, વળી આ નિદ્રા નરકમા લઈ જવાવાળી જાણવી નિદ્રા દર્શનાવરણીય કર્મની પ્રકૃતિ છે, જેને દર્શનાવરણીયનો વધારે ઉદય હોય તેને વધારે ઉંઘ આવે એમ જાણવુ, અને જેમ જેમ દર્શનાવરણીનુ આવરણ ઓછુ હોય તેમ તેમ

નિદ્રા પણ ઓછી હોય. વળી આવશ્યક સૂત્રનું પાનું ૩૩૪ ગાથા ૮૧૬ મા કહ્યુ છે કે—પ્રાણીઓ ઉંઘતા બે પ્રકારના છે, દ્રવ્યથી અને ભાવથી દ્રવ્યથી ઉંઘતા તે કહેવાય કે જેઓ નિદ્રાને આધીન હોય, અને ભાવથી ઉંઘતા તે કહેવાય કે જેઓ અજ્ઞાની હોય, જેઓને વિવેકની બીલકુલ ખબર પડતી નથી વળી જાગતા પ્રાણીઓ પણ બે પ્રકારના છે, દ્રવ્યથી અને ભાવથી દ્રવ્યથી જાગતા તે કહેવાય કે જેઓ નિદ્રા રહિત હોય, ભાવથી જાગતા તે કહેવાય કે જેઓ સમ્યગ દૃષ્ટિવાળા હોય. જ્યા સુધી આપણે અજ્ઞાનદશા દૂર કરી નથી, ત્યા સુધી આત્મિક કલ્યાણ કરી શકતા નથી, માટે દરેક મનુષ્યને પ્રથમ પોતાની અજ્ઞાનદશાને દૂર કરવા પ્રયત્નશીલ થવાની ખાસ આવશ્યકતા છે, એટલે જ્યારે આ આત્મા ભાવથી જાગતો થશે ત્યારેજ દુઃખ દેનારા અને મહાન્ મા પાડનારા એવા ઘાતી કર્મોને દૂર કરશે

પ્ર૦ શ્રાવિકા—પક્ખી વિગેરે પ્રતિક્રમણમા ચૈત્યવદનથી આરભીને ક્યા સૂત્ર સુધી પચેન્દ્રિયને આડા ઉતરવા દેવુ નિવારીએ ?

ઉ૦ સાધ્વીજી—ચૈત્યવદનથી આરભી ઇચ્છામો અણુસટ્ઠિ કહીએ ત્યા સુધી એટલે છ આવશ્યક પૂરા થાય ત્યા

## ચતુર્થ પાદ.

### સેનપ્રશ્નમાંથી લીધેલા પ્રશ્નો તથા ઉત્તરો*

પ્ર૦ શ્રાવિકા—કાળ વેળાએ સાધુ પ્રકરણો અથવા નિર્યુક્તિ ભાણે કે ન ભણે ? કાળ વેળાએ શ્રાવકો સંગ્રહણી પ્રમુખ ભણે કે ન ભણે ?

ઉ૦ સાધ્વીજી—કાળવેળાએ તમામને નિયુક્તિ ભાષ્યાદિ વિગેરેનું ભણવું આચારપ્રદીપાદિમાં નિષેધ્યું છે જન પ્રશ્ન પ૨ ૨૭ મું.

પ્ર૦ શ્રાવિકા—પૌષધને વિષે ત્રણે કાળના દેવવંદન કરાય છે તે પાઠ કયાં છે ? મધ્યાહ્નમાં તો દેવવંદન કરવાનું સામાચારી પૌષધવિધિપ્રકરણ વિગેરે ગ્રંથોમાં દેખાય છે.

ઉ૦ સાધ્વીજી—જો કે પૌષધવાળા શ્રાવકોને સામાચારી વિગેરે ગ્રન્થોમાં મધ્યાહ્નકાળેજ દેવવંદન કરવાનું દેખાય છે, તો પણ—

" पडिक्कमओ गिहिणो वि हु, सगवेला पञ्चवेल इअरस्स । पूआसु तिसंझासु अ, होइ तिवेला जहन्नणं ॥"

---

* અહીં ઉપયોગી કેટલાક પ્રશ્નો તથા ઉત્તરો લીધા છે, વધારે વિસ્તારો સેનપ્રશ્ન વાંચવા ભલામણ છે.

ખડી કહીએ, અને તેવી સખડીમા સાધુએ ભીક્ષાને માટે જવુ નહિ અહીં એટલે સેનપ્રશ્નમા ત્રીશથી ચાલીશ માણુસોના સમુદાયને સખડી કહેલ છે સેન પ્રશ્ન પત્ર ૨૭ મુ

પ્ર૦ શ્રાવિકા—મદિરા મધ અને માખણુને વિષે તેના વર્ણના અસખ્યાતા જીવો ઉત્પન્ન થાય છે તે જીવો કેટલી ઇન્દ્રિયવાળા હોય છે ?

ઉ૦ સાધ્વીજી—મદિરા મધ અને માખણુને વિષે અસખ્યાતા બે ઇન્દ્રિય જીવો ઉત્પન્ન થાય છે, માસને વિષે એકેન્દ્રિયો બાદર નિગોદરૂપ તથા બેઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે, મનુષ્યના માસને વિષે તો એકેન્દ્રિયો બાદર નિગોદરૂપ બેઇન્દ્રયો અને સમૂર્છિમ મનુષ્ય પચેન્દ્રિય ઉત્પન્ન થાય છે, એ પ્રમાણે શાસ્ત્રાનુસારે સભવે છે સેનપ્રશ્ન પત્ર ૨૭ મુ

પ્ર૦ શ્રાવિકા—સવારના પ્રતિક્રમણુને વિષે તપ ચિતવણીનો કાઉસગ્ગ કરે, તેને વિષે એવુ ચિતવે કે, હુ ઉપવાસાદિક અમુક તપ કરીશ, એવુ ચિતવીને કાઉસ્સગ્ગ પારે, પછીથી કોઈના આગ્રહથી ચિતવેલા તપથી બીજુ પચ્ચકખાણુ કરે તો તેને પચ્ચકખાણુનો ભગ લાગે કે નહિ ?

પ્ર૦ શ્રાવિકા-શ્રાવકો ઉપધાન કર્યા વિના નવકાર વિગેરે ભણે તે શુદ્ધ કે અશુદ્ધ ?

ઉ૦ સાધ્વીજી—જેવી રીતે સાધુઓને યોગવહન કર્યા વિના સિદ્ધાન્તને વાચવુ ભણવુ શુદ્ધ થતુ નથી, તેવી રીતે ઉપધાન તપ વહન કર્યા વિના શ્રાવકોને પણ નવકાર વિગેરે સૂત્ર ભણવા-ગણવાદિ શુદ્ધ થતા નથી, આ પ્રમાણે મહાનિશીથ સૂત્રની શાખ આપી સેનપ્રશ્નને ચુમ્માલીશમે પાને કહેલ છે ત્યાથી જોવાની ઇચ્છા વાળાએ જોઇ લેવુ હમણા તો દ્રવ્ય ક્ષેત્ર કાલાદિની અપેક્ષાએ કરીને લાભાલાભ વિચારીને ઉપધાન તપ વિના પણ નવકારાદિ સૂત્રોનો પાઠ ભણવો દેખાય છે સેનપ્રશ્ન પત્ર ૪૪ મુ

પ્ર૦ શ્રાવિકા—કોઇ સચિત્તના ત્યાગવાળો કારણે જો રાત્રિને વિષે પાણી પીવે, તો તે ઉકાળેલુ પા ઠાચુ ?

ઉ૦ સાધ્વીજી—સચિત્તનો પીવે તો ઉકાળેલુ સેનપ્રશ્ન પત્ર ૪૫

પ્ર૦ શ્રાવિકા—મુડકેવલી

પ્ર૦ શ્રાવિકા-શ્રાવકો ઉપધાન કર્યા વિના નવકાર વિગેરે ભણે તે શુદ્ધ કે અશુદ્ધ ?

ઉ૦ સાધ્વીજી—જેવી રીતે સાધુઓને યોગવહન કર્યા વિના સિદ્ધાન્તને વાચવુ ભણવુ શુદ્ધ થતુ નથી, તેવીરીતે ઉપધાન તપ વહન કર્યા વિના શ્રાવકોને પણ નવકાર વિગેરે સૂત્ર ભણવા-ગણવાદિ શુદ્ધ થતા નથી, આ પ્રમાણે મહાનિશીથ સૂત્રની શાખ આપી સેનપ્રશ્નને ચુમ્માલીશમે પાને દ્રહેલ છે ત્યાથી જોવાની ઈચ્છા વાળાએ જોઇ લેવુ હમણા તો દ્રવ્ય ક્ષેત્ર કાલાદિની અપેક્ષાએ કરીને લાભાલાભ વિચારીને ઉપધાન તપ વિના પણ નવકારાદિ સૂત્રોનો પાઠ ભણવો દેખાય છે સેનપ્રશ્ન પત્ર ૪૪ મુ

પ્ર૦ શ્રાવિકા—કોઇ સચિત્તના ત્યાગવાળો કારણે જો રાત્રિને વિષે પાણી પીવે, તો તે ઉકાળેલુ પાણી પીવે કે કાચુ ?

ઉ૦ સાધ્વીજી—સચિત્તનો ત્યાગી કારણે જો રાત્રિએ પાણી પીવે તો ઉકાળેલુજ પીવે, પણ કાચુ ન પીવે સેનપ્રશ્ન પત્ર ૪૫ મુ.

પ્ર૦ શ્રાવિકા—શુદ્ધકેવલી કેવા લક્ષણવાળા હોય ?

દોષ લાગે છે માટે જેઓએ રાત્રિએ ન જમવાનું પચ્ચકખાણ કરેલ હોય તેઓએ અંધારામાં તથા સાંકડા મુખવાળા વાસણમાં જમવું નહિ સેનપ્રશ્ન પત્ર ૫૪ મું

પ્ર૦ શ્રાવિકા—પોષધવાળા શ્રાવકો કપૂર વાસક્ષેપાદિથી કલ્પસૂત્ર વિગેરે શાસ્ત્રની પૂજા કરે કે નહિ ? તથા પૌષધવાળી શ્રાવિકાઓ ગહુંલી કરે કે નહિ ?

ઉ૦ સાધ્વીજી—પૌષધવાળા શ્રાવકો કપૂર વાસક્ષેપાદિથી કલ્પસૂત્ર વિગેરેની પૂજા કરે નહિ તથા શ્રાવિકાઓને પૌષધની અંદર ગહુંલી કરવી ન ઘટે, કારણ કે તે દ્રવ્યસ્તવ રૂપ છે સેનપ્રશ્ન પત્ર ૬૪ મું

પ્ર૦ શ્રાવિકા—સાધુ કારણ વિના ગૃહસ્થને ઘેર બેસી આહાર પાણી ગ્રહણ કરે કે ન કરે ? એટલે શ્રાવકને ઘેર આહાર પાણી વાપરે કે નહિ ?

ઉ૦ સાધ્વીજી—સાધુ શ્રાવકને ઘેર બેસીને કારણ વિના આહાર પાણી વાપરે નહીં સેનપ્રશ્ન પત્ર ૬૦ મું

પ્ર૦ શ્રાવિકા—કેટલાએક કહે છે કે—નવકારશીના પચ્ચકખાણને વિષે સૂર્યોદય થાય કે તુર્ત પચ્ચકખાણ પારવું કલ્પે, પણ યોગશાસ્ત્રને વિષે તો સૂર્યોદય પછી બે ઘડી પહેલા પચ્ચકખાણ પારવું ન કલ્પે, એટલે સૂ-

અને જો નથી તો ક્યારથી નાશ પામ્યુ? વળી અત્યારે અવધિજ્ઞાન પણ હોય કે નહિ? તે સમજાવશોજી

ઉ० સાધ્વીજી—આ કાળને વિષે જાતિસ્મરણ તથા અવધિ જ્ઞાનનો વ્યવચ્છેદ એટલે નાશ શાસ્ત્રને વિષે કહેલ નથી એટલે વર્તમાનકાળમા ભરતક્ષેત્રને વિષે મનુષ્યોને તથા તિર્યંચોને જાતિસ્મરણ તથા અવધિજ્ઞાન ન હોય એવુ શાસ્ત્રને વિષે કહેલ નથી સેનપ્રશ્ન પત્ર ૬૮ મુ

પ્ર० શ્રાવિકા—ચૈત્ર માસ તથા આસો માસની ઓળીમા અ સ્વાધ્યાયના દિવસોમા જે તપ કરે તે તપ રોહિણી તથા આલોયણ વિગેરેમા ગણાય કે નહિ?

ઉ० સાધ્વીજી—સાતમ, આઠમ અને નોમ, આ ત્રણે દિવસને વિષે કરેલો તપ આલોયણામા ન ગણાય, પણ રોહિણી વિગેરે તેવા પ્રકારના સબંધવાળા તપને વિષે ગણાય છે, એટલે રોહિણી પ્રમુખ તપ ગણત્રીમા આવે છે, પરતુ સર્વ ઠેકાણે ગણત્રીમા આવે નહિ સેનપ્રશ્ન પત્ર ૬૮ મુ,

પ્ર० શ્રાવિકા—સૂતકવાળા ઘરને વિષે સાધુઓ ભિક્ષાને માટે જાય કે ન જાય?

ઉ० સાધ્વીજી—જે દેશમા સૂતકવાળા ઘરને વિષે જેટલા દિવસ બ્રાહ્મણો વિગેરે ન જાય તેટલા દિવસ સાધુઓ

પ્ર૦ શ્રાવિકા—સૂક્ષ્મનિગોદ થકી નીકળેલો જીવ ફરીથી સૂક્ષ્મનિગોદમા જાય કે નહિ ?

ઉ૦ સાધ્વીજી—સૂક્ષ્મનિગોદ થકી નીકળેલો જીવ ફરીથી પણ સૂક્ષ્મનિગોદમા જાય છે સેનપ્રશ્ન પત્ર ૭૬ મુ

પ્ર૦ શ્રાવિકા—**इच्छामि खमासमणो॰ भगवानहं, आचार्यहं,** ઈત્યાદિ ચાર ખમાસમણમા પહેલા ખમાસમણને વિષે ભગવાન્ શબ્દ વડે શુ સમજવુ? કેટલાએક સુધર્માસ્વામી કહે છે કેટલાએક મડલીના સ્વામી ગીતાર્થ કહે છે અને કોઇ તો તીર્થંકર કહે છે પ્રતિક્રમણહેતુગર્ભ નામના ગ્રન્થના બાલાવબોધમા "ચારે ખમાસમણે અરિહતાદિક વાદઇ" એ પ્રમાણે લખેલ છે, વળી લઘુપ્રતિક્રમણહેતુગર્ભમા ભગવાન્ શબ્દના ચાર અર્થ કહેલા છે, તો અહિ ભગવાન્ શબ્દનો અર્થ શુ સમજવો ?

ઉ૦ સાધ્વીજી—ભગવાન્ શબ્દનો અર્થ પરપરા વડે ધર્માચાર્ય સભળાય છે, જે પ્રતિક્રમણગર્ભહેતુના બાલાવબોધમા ચારે ખમાસમણે અરિહતાદિક વદાય છે એ પ્રમાણે કહેલ છે, તે બાલાવબોધ કોણે કર્યો છે? તે જણાવવુ જોઈએ, ત્યાર પછી કહી શકાય સેનપ્રશ્ન પત્ર ૭૭ મુ

આ ઉપરથી સ્ત્રી પુરૂષે નિદ્રા સમયે એક શય્યામા સુવુ નહિ, પણ અલગં અલગ પથારીએ સુવુ જે દેશમા જે કોમમા એકજ શય્યામા સ્ત્રી પુરૂષોને સુવાનો રીવાજ છે, તે કોમના પુરૂષો અને સ્ત્રીઓનુ બુદ્ધિબળ અને શરીરબળ ઘણે ભાગે નાશ પામેલુ જોવામા આવે છે, અને તેથી તે મની પ્રજા પણ નિર્બળ થાય છે કારણ કે, જો માતા પિતા બળવાન્ હોય તો પુત્ર પુત્રીઓ આરોગ્યતાવાળા થાય છે માટે ખરેખર, સમજુ પુરૂષોએ અને સ્ત્રીઓએ આ કઠંગો અને ખરાબ રીવાજ બધ કરવો જોઇએ આપણે દર વરસે કલ્પસૂત્રમા સાભળીએ છીએ કે-ત્રિશલા માતાને ચૌદ સ્વપ્ન આવ્યા ત્યારે જાગીને જ્યા સિદ્ધાર્થ રાજા સુતા હતા ત્યા આવ્યા આ ઉપરથી શાસ્ત્રકાર ચોકખુ સૂચવે છે કે-પૂર્વના સ્ત્રી પુરૂષો એક શય્યામા સુતા નહોતા, અને તેથી તેઓના શરીરબળ તથા બુદ્ધિબળ ઉત્તમ પ્રકારના હતા વળી તે ઓની સતતિ પણ કેવી બળવાન તથા બુદ્ધિશાળી થતી ? વર્તમાન કાળમા પણ અગ્રેજોમા તથા પારસીઓમા સ્ત્રી પુરૂષોને એક શય્યામા સુવાનો રીવાજ નથી, તેથી તેઓ એક ભવના સુખને માટે પણ બુદ્ધિબળ તથા શરીરબળ કેવા પ્રકારના ભોગવે છે ? અને તેથી તેઓ એવી એવી કારીગ રીઓ કરે છે કે જેથી આપણે અજાયબ થઇએ છીએ વળી તેઓ પુરૂષો તથા સ્ત્રીઓ હુન્નરમા વધ્યા, તેથી પ્રાય કોઇ પણ

अतोमुहुत्त, उक्कोसेणं अणतं कालं जाव अवड्ढ पोग्गलपरिअट्ट च देसूण । सुअनाणि–ओहिना णि मणपज्जवनाणीण एव चेव, केवलनाणिस्स नत्थि अतर। " આ ભગવતી સૂત્રના આઠમા શતકના બીજા ઉદ્દેશાના અક્ષરાનુસારે અવધિજ્ઞાની તથા મન પર્યવજ્ઞાની અનતા ભવો કરે એમ સમજાય છે સે નપ્રશ્ન પત્ર ૮૯ મુ

પ્ર૦ શ્રાવિકા— કોઇ શ્રાવક શ્રાવિકાએ એવુ પચ્ચકખાણ કર્યું હોય કે, સો યોજનથી વધારે જવુ નહિ પણ તે શ્રાવકને અથવા શ્રાવિકાને ધર્મના કાર્યને માટે સો યોજનથી વધારે જવુ પડે તેમ હોય તો જવુ કે નહિ ? અને જો જાય તો કઇ વિધિ વડે ?

ઉ૦ સાધ્વીજી—પચ્ચકખાણ કરતી વખતે વિવેક રાખવો જોઇએ પ્રાયે કરીને પચ્ચકખાણ મુખ્યવૃત્તિએ સાસારિક આરભનુ હોય છે, ધર્મકાર્યનુ ન હોય જો સામાન્ય પ્રકારે પચ્ચકખાણ કર્યું હોય, અને ધર્મ કાર્ય માટે નિયમિત કરેલા ક્ષેત્રથી અધિક ક્ષેત્રમા જવું પડે, તો યતના પૂર્વક જાય, પણ તે સ્થાનમા જઈને ધર્મકાર્યજ કરે, સાસારિક એટલે ઘર સબધી કાઈ પણ કામ કરે નહિ સેનપ્રશ્ન પત્ર ૯૦ મુ

ઉ૦ સાધ્વીજી–જિનમંદિરમાં તથા ઘરદેરાસરમાં શ્રાવિકા જિનેન્દ્ર પ્રભુની પ્રતિમાની પખાલ કરે, તથા યુવાવસ્થામાં પૂજા પણ કરે, જેમ જ્ઞાતાધર્મકથાગમાં કહેલ છે કે, દ્રૌપદીએ યુવાવસ્થામાં જિનપ્રતિમાની પખાલ અને પૂજા કરેલી હતી સેનપ્રશ્ન પત્ર ૯૧મું

આ ઉપરથી શ્રાવિકા બ્હેન ! તમારે પણ જિનપૂજા કરવાનો અભ્યાસ રાખવાની જરૂર છે, જેવી રીતે પુરૂષોમાં પૂજા કરવાનો રીવાજ છે તેવી રીતે શ્રાવિકાઓમાં પૂજા કરવાનો રીવાજ ઘણે ભાગે ઓછો દેખાય છે વળી કેટલાએક દેશોમાં તો સ્ત્રીઓ બીલકુલ પૂજા કરતી નથી પણ જેવી રીતે ભાઈઓને પુજા કરવાની છે તેવી રીતે બ્હેનોને પણ સ્નાન કરીને હમેશા પુજા કરવાની છે પણ પ્રમાદને આધીન થઇને કેટલીક બ્હેનો બીલકુલ પુજા કરતી નથી તેઓ એમજ સમજે છે કે, ચોખાની કોથળી લઇ સવારમાં પ્રભુના દર્શન કરીએ એટલે બસ આપણે આપણું ધાર્મિક કામ પુરૂં કર્યું વળી તે એક કુલાચાર જાણે હોયની ! તે કુલાચાર પ્રમાણે હમેશા પ્રભુના દર્શન કરવા જવું જોઈએ એમ માને છે, પણ પુજા કરતી નથી જો કે ઘણી બ્હેનો પોતાના શુદ્ધ ભાવથી દર્શન કરવાને જતી હશે, તેને માટે મારી ના નુથી વળી કેટલીએક બ્હેનો કહે છે કે–શું કરી

કારણે જે સાધુ ત્રણ થીગડા ઉપર ચોથું થીગડું દે તો તે સાધુને પ્રાયશ્ચિત્ત લાગે, એ પ્રમાણે નિશીથ સુત્રના પ્રથમ ઉદ્દેશકમા કહેલ છે તે અનુસારે સાધુઓને થીગડા દેવા કલ્પે નહિ સેનપ્રશ્ન પત્ર ૯૪ મુ

પ્ર૦ શ્રાવિકા—હમેશા મોક્ષમા ઘણા જીવો જાય છે, તો પણ મોક્ષમા સકડાશ થતી નથી અને સસાર ખાલી થતો નથી, તેનુ શુ દ્રષ્ટાત ?

ઉ૦ સાધ્વીજી-પૃથ્વીની ધુળી વરસાદ પડવાથી સમુદ્ર મધ્યે હમેશા જાય છે, તો પણ સમુદ્ર ભરાઈ જતો નથી અને પૃથ્વીમા ખાડો પડતો નથી, તેવીજ રીતે મોક્ષમા પણ સમજવુ સેનપ્રશ્ન પત્ર ૯૭ મુ

પ્ર૦ શ્રાવિકા-શિષ્ય જો ઉત્તમ પ્રકારનુ ચારિત્ર ન પાળે તો ગુરૂને દૂષણ લાગે કે નહિ ?

ઉ૦ સાધ્વીજી—જો પાપ સેવતા શિષ્યને ગુરૂ મોહને વશ થઈ ન નિવારે તો ગુરૂને દૂષણ લાગે, અન્યથા નહિ એટલે જો ગુરૂ શિષ્યના મોહનો ત્યાગ કરીને તે શિષ્યને પાપ કરતી વખતે નિવારે, છતા શિષ્ય કરે, તો તેથી કાંઈ ગુરૂને દૂષણ લાગે નહિ સેનપ્રશ્ન પત્ર ૯૮ મુ

તથા માન પોતાને વહાલુ છે તેટલુજ બધા જીવોને વ્‍
હાલુ છે, એવુ સમજીને પ્રભુ મહાવીરે જે મૈત્રીભાવના કા
રૂણ્યભાવના માધ્યસ્થ્યભાવના અને પ્રમોદભાવના આ ચાર ભાવ
નાઓ કહી છે તેઓનુ ચિતવન કરીને સાધ્વીજીઓએ કાર્યમા
મૂકવુ જોઇએ જો ગુરૂણીજીઓનુ હૃદયબળ મજબુત હોય
તોજ શ્રાવિકાઓને સુધારી શકે, અને ઉપર કહેલા દુર્ગુણો
શ્રાવિકાઓમાથી કઢાવી શકે, અને મપ વિગેરે ગુણોની
પ્રાપ્તિ કરાવી શકે પણ પ્રથમ સપ આપ લોકોની અદર
દેખાવો જોઇએ સ્વપરના કલ્યાણને માટે છે જીવન જેઓનુ
એવા જે સાધ્વીજીઓ, તેઓમા કુસપ શાનો હોય ? અ
ર્થાત્ તેઓને કુસપ કરવાના કારણ શેના હોય ? નજ હોય
તથા તેમને તો બધા જીવો ઉપર સમાન ભાવના હોય, કા
રણ કે સાધુજીવનથી કોઈ પણ બીજુ જીવન દુનિયામા
ઉત્તમ નથી ધન્ય છે સાધુજીવનને, બલીહારી છે મુનિ
વેષની, જેણે કચન કામનીનો સર્વથા ત્યાગ કર્યો છે એવા
ગુરૂ તો જૈનધર્મમાજ છે જેને એક કોડીની પણ
ઇચ્છા નથી, જેને એક પાઇની પણ પરવા નથી, એવ
નિ સ્વાર્થી મુનિઓને તથા સાધ્વીજીઓને મારા હજાર વખ
નમસ્કાર થાઓ, આજે મારૂ હૃદય આપના બુદ્ધિબળથ
અને ઉપદેશથી હર્ષિત બન્યુ છે

સાત દિવસમા માસની પેશી જેવો થાય છે, પછી તે પેશી આંબાની ગોટલી જેવી એક માસે થાય છે, બીજે માસે વિશેષ વૃદ્ધિ પામી મજબુત પેશી થાય છે, ત્રીજે માસે તેથી વધારે વૃદ્ધિ પામે છે, અને માતાને દોહલા એટલે મનોરથ ઉપજાવે છે જો પુણ્યવત ગર્ભ હોય તો સારા ધર્મના કામ કરવાની અને સારૂ ખાવાની ઈચ્છા થાય છે, પણ જો પાપિષ્ઠ જીવ હોય તો અધર્મની ઇચ્છા એટલે ખરાબ કામ કરવાના વિચારો થાય છે, તથા માઠી વસ્તુ ખાવાની ઇચ્છા થાય છે અર્થાત્ ભુતડો એટલે એક જાતની માટી તથા રાખોડી વિગેરે હલકી ખરાબ ચીજો ખાવાની ઇચ્છા થાય છે આ ઉપરથી માતાઓએ ધ્યાન રાખવુ કે, જ્યારે કોઈ પુણ્યશાળી જીવ ગર્ભમા આવે ત્યારે ઉત્તમ ઉત્તમ વિચારો થાય, સારા સારા કામ કરવાની ભાવનાઓ થાય, ઉત્તમ પ્રકારના ખોરાકની ઇચ્છા થાય પણ પાપી જીવ ગર્ભમા હોય ત્યારે એની માતાને ક્લેશ, કકાસ, લડવુ, નિદા કરવી, આવા પ્રકારના કાર્યો કરવાની ઇચ્છા થાય, અને તુચ્છમા તુચ્છ વસ્તુ ખાવાની ઈચ્છા થાય, આ પ્રથી ગર્ભનો પ્રતાપ સમજી લેવો ચોથે માસે ગર્ભ વધવાથી માતાના અગોપાગ પણ વૃદ્ધિને પામે છે પાચમે

ગર્ભની રસહરની નાડી ગર્ભની નાભિ આગળ રહે છે, તે ગર્ભની નાડીનો સબધ માતાની રસહરની નાડી સાથે રહે છે, તેથી માતાની રસહરની નાડીથી ગર્ભ આહાર લે, અને સઘળા શરીરમા પરિણમે એ રીતે અહાર લે ઉત્પત્તિ અવસરે માતાના રૂધિરનો ભાગ વધારે હોય તો પુત્રી થાય, અને પિતાના વીર્યનો ભાગ વધારે હોય તો પુત્ર થાય, બે સરખા હોય તો નપુસક થાય, એ પણ બતાવ્યુ છે વળી માસ લોહી માથામાહેલુ ભેજુ માતાના લોહીથી થાય છે, તેથી તે અગ માતાના કહ્યા છે વળી હાડકા મ હેલી ચીજ તથા રોમ એ પિતાના વીર્યથી થાય છે, માટે એ અગ પિતાના કહ્યા છે એ રીતે ઘણુ સ્વરૂપ એમા દર્શાવ્યુ છે તથા હેમચદ્રાચાર્યે યોગશાસ્ત્રમા તથા મલધારી હેમચદ્રાચાર્યે ભવભાવના ગ્રન્થમા પણ આ વિષય વિસ્તારથી દર્શાવેલ છે, માટે જિજ્ઞાસુઓએ વધારે વિસ્તાર ત્યાથી જોઈ લેવો આ વિષય શેઠ અનોપચદ મલુકચદભાઈએ પ્રશ્નોત્તરરત્ન ચિતામણિ બનાવેલ છે તેમાથી લીધેલ છે આ વિષય ખાસ ઉપયોગી હોવાથી અહીં બનાવેલ છે કારણ કે કેટલીએક અજ્ઞાની બહેનો તો પાચમે મહિને જીવ ગર્ભમા આવે છે એમ માનીને બ્રહ્મચર્યનુ સેવન

૪ ચોથુ નાકની લીંટ, ૫ પાંચમુ પરસેવો, ૬ છઠ્ઠુ શરીરનો મેલ, ૭ સાતમુ વમન, ૮ આઠમું પીત, ૯ નવમુ પરૂ, ૧૦ દસમુ રૂધિર, ૧૧ અગીયારમુ વીર્ય, ૧૨ બારમુ વીર્યના સજીવ પુદ્ગલ, ૧૩ તેરમુ નગરની ખાલ, ૧૪ ચૌદમુ મનુષ્ય સબંધી અશુચિના સ્થાનો. આ ચૌદ સ્થાનોમા અસંખ્યાતા જીવોની ઉત્પત્તિ થાય છે, તો હે દયાના પાલક બહેન ! આ ચૌદ સ્થાનોમા જીવો ઉત્પન્ન ન થાય તેવી કાળજી રાખશો.

પ્ર૦ શ્રાવિકા—પાચ ઈંદ્રિયોનો ઉત્કૃષ્ટ વિષય કેટલો છે ?

ઉ૦ સાધ્વીજી—શ્રોત્ર ઇન્દ્રિય ઉત્કૃષ્ટ થકી બાર યોજનથી આવેલો શબ્દ સાભળે છે, એટલે અડતાલીશ ગાઉ ઉપરથી આવેલા શબ્દને સાભળે છે ઘ્રાણ ઈન્દ્રિય એટલે નાક, રસનેન્દ્રિય એટલે જીભ, અને સ્પર્શનેન્દ્રિય, આ ત્રણ ઇન્દ્રિયોનો વિષય નવ યોજન એટલે છત્રીશ ગાઉ સુધીનો છે છત્રીશ ગાઉ દુરથી આવેલો ગંધ ઘ્રાણ ઈન્દ્રિય લઇ શકે છે અને એટલેજ દુરથી આવેલા સ્પર્શની એટલે ઉનુ ટાઢુ એ સ્પર્શની સ્પર્શનેન્દ્રિયને ખબર પડે, તથા રસનેન્દ્રિયને રસની માલુમ પડે. ચક્ષુ ઈન્દ્રિયનો વિષય આત્મઅંગુલ વડે

દ્રગલને વિષે ઔદયિક ભાવ પણ હોય આ પ્રમાણે ભાવલોક પ્રકાશને વિષે ૧૯૨૨ મા પૃષ્ઠમા કહેલ છે

પ્ર૦ શ્રાવિકા—હે પૂજ્ય ! ઔદયિકભાવને વિષે કેટલા કર્મ આવે ?

ઉ૦ સાધ્વીજી—ઔદયિક ભાવમાથી ગતિ લઇએ ત્યારે આયુષ્ય કર્મ તથા વેદનીય ગોત્ર નામ આ વિગેરે તેમા સભવે છે અને વેદ લેવાથી હાસ્યાદિક ષટ્ક એટલે હાસ્ય રતિ અરતિ ભય શોક અને દુગછા સભવે છે

## દ્રવ્યલોક પ્રકાશમાથી લીધેલા વિષયો

પ્ર૦ શ્રાવિકા—જીવ કેટલા ઠેકાણાથી નીકળે છે ? એટલે જીવને નીકળવાના કેટલા સ્થાનો છે ?

ઉ૦ સાધ્વીજી—જીવ પાચ ઠેકાણેથી નીકળે છે, તે માટે સ્થાનાગ સૂત્રના પાચમા સ્થાનમા કહ્યુ છે કે—જીવને નીકળવાના પાચ માર્ગો છે, ૧ પગ થકી, ૨ ઉરૂથી એટલે સાથળથી, ૩ હૃદયથી, ૪ મસ્તકથી, ૫ અને સર્વ અગોથી નીકળે છે

પ્ર૦ શ્રાવિકા—કયા સ્થાનથી નીકળેલો જીવ કઇ ગતિમા જાય ? તે કૃપા કરી સમજાવશોજી

ઉ૦ સાધ્વીજી—જે આયુષ્ય ઘણા કાળ સુધી ભોગવવાનું હોય, છતા થોડા કાળમા અધ્યવસાય વિગેરેના ઉપસર્ગ લાગવાથી જે આયુષ્ય થોડા કાળમા પૂરૂ થાય, એટલે ભોગવી લેવાય તે સોપક્રમી આયુષ્ય કહેવાય અથવા બધ વખતે જે આયુષ્ય ઢીલુ હોય, એટલે જેનુ અપવર્તન થઇ શકે એવુ જે આયુષ્યકર્મ બાધ્યુ હોય તે પણ સોપક્રમી આયુષ્ય કહેવાય અને બધ વખતે જે આયુષ્યકર્મ ગાઢ નિકાચિત બાધ્યુ હોય, એટલે અત્યત મજબુત બાધ્યુ હોય, અને કોઈ પણ ઉપસર્ગથી ઓછુ થાય નહિ તથા અપવર્તનાદિ કારણ લાગી શકે નહિ તેને નિરૂપક્રમી આયુષ્ય કહેવાય

પ્ર૦ શ્રાવિકા—આયુષ્ય ઘણા કાળે ભોગવવાનું હોય, છતા તે થોડા કાળમા ભોગવી રહે તેનુ દ્રષ્ટાત શુ ?

ઉ૦ સાધ્વીજી—જેમ એક છેડેથી સળગાવેલી લાબી કરેલી દોરી અનુક્રમે એટલે ધીમે ધીમે બળે છે, પણ જો તેજ દોરીનો દડો કરીને અગ્નિમા નાખીએ તો જેવી રીતે તરતજ બળી જાય છે, તેવીજ રીતે કોઇ પણ ઉપસર્ગ ન લાગે તો લાબા કાળ સુધી આયુષ્ય ભોગવે, અને ઉપસર્ગ લાગે તો ઘણા વર્ષ સુધી ભોગવવાનુ આયુષ્ય થોડા કાળમા ભોગવી લે છે

પામેલી સાભળીને જાણે પોતાની સ્રીને મળવા માટેજ ચ-યો હોયની ! તેમ સ્નેહથી મૃત્યુ પામ્યો ભયથી–જેમ ગજસુકુમારના સાસરા સોમલે એના અગારા ભરીને ગજસુકુમારને મૃત્યુ પમાડયા, ત્યાર પછી નગરમા પ્રવેશ કરતાજ તે સોમલ બ્રાહ્મણ શ્રી કૃષ્ણને જોવાથી ભયથી મરણ પામ્યો નિમિત્તથી એટલે ઝેર તથા શસ્ત્રાદિકથી મૃત્યુ થાય તે જાણવુ આહારથી એટલે ભૂખ કરતા ઘણુ થોડુ ખાય, ઘણુ વધારે ખાય, સ્નિગ્ધ ભોજન ખાય, ઘણુ લુખુ ખાય, જેના ખાવાથી વિકાર થાય એવુ ભોજન કરે, અહિતકારી એટલે જેના ખાવાથી હિત ન થાય એવુ ભોજન કરે, આવા પ્રકારના આહારથી મરણ થાય છે વેદના એટલે શુલ આવે, છાતીના પાટીયા ભીંસાય, વિગેરે વેદનાથી મૃત્યુ થાય છે, તે જાણવુ પરાઘાતથી એટલે ઘુનો એટલે એક જાતનું પાણીનું સ્થાન વિગેરે સ્થાનોમા પડવાથી સ્પર્શથી એટલે ચા મડી વિષ વિગેરેથી મરણ થાય છે અથવા તે ઝેર એવુ હોય છે કે જે ચામડીને અડવાથી પ્રાણી મૃત્યુ પામે છે શ્વાસોચ્છ્વાસથી એટલે શરીરમા વિકાર થવાથી અનત જોરથી ચાલતા એવા શ્વાસોચ્છ્વાસથી મૃત્યુ થાય છે અથવા તે શ્વાસોચ્છ્વાસને રોકવાથી

અંદર ભટકાવે છે ધિક્કાર છે કામની દશાને, અહા ! પ્રાણીઓનું તે કેટલું બગાડે છે ? જે દશાના વશથી પ્રાણીઓને બન્ને ભવમાં દુ:ખજ અનુભવવું પડે છે મોટા મોટાને પણ તે દશાએ પાડી નાખ્યા છે, તો પછી પામર પ્રાણીઓનું તો કહેવુંજ શું ? આ બધું દ્રવ્યલોક પ્રકાશમાં વિસ્તારથી કહેલ છે, માટે વધારે જિજ્ઞાસુએ ત્યાંથી જાણી લેવું

## ખાસ શ્રાવિકાઓને ઉપયોગી અને કાર્યમાં મૂકવા લાયક વિષયો.

પ્ર૦ શ્રાવિકા—હે કૃપાળુ ગુરૂણીજી ! અમો મોહમાં ફસાયેલા હોવાથી અમારા વહાલા સંબંધી એવા મનુષ્યોની જ્યારે ઘણી માંદગી હોય છે ત્યારે અમે શાંતિ જાળવી શકતા નથી, તથા અમારા પ્રિય જનોની છેલ્લી અવસ્થાએ એટલે માનો કે મરણનો સમય હોય ત્યારે અમારે છેલ્લી ભેટ શું આપવી જોઈએ ? એટલે ગૃહસ્થોએ શું શું ફરજો બજાવવી જોઇએ ? તે અમોને દયા લાવી બતાવશોજી

ઉ૦ સાધ્વીજી—હે પાપથી ભીરૂ અને સ્વકર્તવ્યની જિજ્ઞાસુ બહેન ! તમારા આવા ઉપયોગી પ્રશ્નોથી મને ઘણોજ

બોલવા નહિ, તેમજ બીજા કોઇને બોલવા દેવા નહિ; દરદીની પાસે નાહિમ્મત માણસોને વધારે આવવા દેવા નહિ, કારણ કે તેથી દરદીના હૃદયમા વધારે આઘાત થાય છે, અને દરદીને ચિતા વધે છે, અને તેથી દરદીની હિમત ચાલી જાય તો દરદ વૃદ્ધિને પામે છે હવે કદાચ આપણને એમ જાણવામા આવે કે, આ કેમ સુધરે તેમ નથી, તો દાકતરો તથા વૈદ્યોને બોલાવી સાચી સલાહ પૂછવી કે, આ કેસ સુધરશે કે કેમ? અને દાકતર વૈદ્ય જ્યારે એમ કહે કે, આ કેસ સુધરશે નહિ, અને ભયકર સ્થિતિ છે, તો તે વખતે દવા બધ કરીને તે દરદીને છેલ્લી ભેટ તરીકે તેનો પાછલો ભવ સુધરે તેવુ ધર્મરૂપી ભાતુ આપવુ, અને પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો કેટલીક વખતે દરદી મરવાની તૈયારીમા હોય ત્યારે આ માતા પિતા ભાઈ બહેન છોકરા છોકરી વિગેરે આવીને કહે છે કે—અમારૂ કાઇ કર્યું? અમને કોને આધારે મૂકીને જાઓ છો? અમારૂ શુ થશે? આ વિગેરે ઘર સબધી તથા પોતાના સ્વાર્થને રડે છે પેલો દરદી તો અતાલ દુખમા ઘેરાયેલો હોય છે, તેના જીવને જરા પણ શાતિ હોતી નથી, મરણના મહાન્ કષ્ટમા પડયો હોય છે, વ્યાધિની સીમા હોતી નથી, છતા આખી જીદગી સુધી જેઓનુ દેવુ દીધેલુ છે એવા કુટુબીઓને દયા આવતી નથી! આ વખતે તો ખરેખર તે દરદીને ધર્મ પમાડવો જોઇએ, પણ કુટુબીઓ તો ઉલટા તેને મોહમા

અથવા સાથા પછાડો, તો પણ તેને તમે દેખવાના નથી; કેમકે જે શરીરની ઓળખાણ હતી તે શરીરને તમોએ બાળીને ભસ્મભૂત કરેલ છે, એટલે તમોએ પોતાને હાથે તે શરીરની રાખોડી બનાવી દીધેલી છે અને જીવ તો અરૂપી છે, તેને તમે ક્યાથી દેખો ? માટે જે રડવાનો રીવાજ છે તે કાયરને માટે છે, જેને કૃત્યાકૃત્યનુ ભાન નથી, જેને પ્રભુ મહાવીરના વૈરાગ્યમય વચનો રૂચ્યા નથી, જેને મોહનીયનો પ્રબળ ઉદય છે, તેજ પ્રાણીઓ રડવા કુટવામા મશગુલ અને તલ્લીન બને છે જેઓ તત્વજ્ઞાની છે, સત્કાર્ગી હૃદયવાળા છે, જેમનુ મનોબળ વજ્ર જેવુ મજબુત છે, તેવા જીવો તો રડવા કુટવાનો ત્યાગ કરે છે અરે! કેટલી અફસોસની દશા ? કે બાર બાર મહીના સુધી રડવુ-કુટવુ ચલાવે છે વળી જેનો પતિ મરી ગયો હોય તે સ્ત્રી જો સારા ઘરની હોય તો ત્રણ વરસ, બે વરસ, એક વરસ, નવ માસ, સાત માસ સુધી ખુણામા રહે છે અને તે મરનારના નિમિત્તે આટલી લાંબી મુદત સુધી તીર્થમા જાય નહિ, દેરાસર પણ જો વહેલુ ઉઘડે તોજ દર્શન કરે, નહિતર ઇષ્ટદેવના દર્શન કર્યા વિનાજ વાશીયુ અનાજ ખાય, ગુરૂનુ મુખ તો જોવા શેની જાય, વ્યાખ્યાનમા પણ જાય નહિ, અહાહા! આ કેવો રીવાજ ? આવે વખતે તો વધારે વૈરાગ્ય લાવીને વધારે તીર્થમા જવુ જોઈએ, દેવદર્શન કરવા, ગુરૂ મહારાજનો ઉપદેશ સાંભળીને શોક વીસરી જવો. કોઇ

હૃદય હાથમાં રહી શકે નહિ ઘણી બહેનો સમજુ શાણી અને દુ ખ વખતે ધૈર્યને ધારણ કરવાવાળી હોય છે, પણ તેમનુ ધૈર્ય પેલા આવનારા ઝેરા તોડાવી નાખે છે વળી કોઈ બહેન બહુ બળવાન હૃદયની હોય, બોલનારના વચન તેને અસર ન કરે તેવી ધીરજવાળી હોય, પોતે મનમા માને કે આ બધા શબ્દો અજ્ઞાન ભરેલા છે, બગડયુ તે કોઈ ઉપાયે સુધરે તેમ નથી, ગમે તેટલુ રડીશ કુટીશ તો પણ મરનારનો મેળાપ થવાનો નથી, એમ સમજીને બિચારી શાતપણે બેસી રહે, ત્યારે પેલી પાર કાના તમાસા જોનારીઓ, બીજાના દુ ખમા વધારે દુ ખ જોવાને ઇચ્છનારીઓ, અને જેમને ધર્મનુ કાઇ પણ જ્ઞાન નથી એવી અજ્ઞાની સ્ત્રીઓ તે ધૈર્યવાન્ સ્ત્રીની નિંદા કરે છે કે, એલી જોયુ કે? આના હૃદયમા જરાએ દુ ખ છે? આવા મરણમા એને જરાએ રડવુ આવે છે? શરીરની રક્ષા કરીને જરાએ કુટતી પણ નથી! વળી બીજી બોલે કે, કુટતા આવડે ત્યારે કુટેને? વળી ત્રીજી બોલે કે, સુધરેલીઓ થઇ ગઈ છે, એને રડવુ–કુટવુ શેનુ ગમે? આવી અનેક પ્રકારે તેની નિંદા કરે, અને કોઇ પણ રીતે તે ધૈર્યવાળી સ્ત્રીના હિમ્મત તોડાવી નાખે છે પણ હે સુશીલ બહેન! આવુ આચરણ કોઇ પણ રીતે તમારી જેવી સુશીલ બહેનોએ કરવા યોગ્ય નથી, માટે કોઇ એવુ રડે કે કુટે, તો તેની નિંદા કરવી નહિ જ્યા મરણુ થયુ હોય ત્યા જવુ ખરૂ, પણ

કરે તો તમારે તેની નિંદા કરવી નહિ; બીજી કોઇ ભોળી બહેનો નિંદા કરતી હોય તો તેમને શાંતિથી સમજાવી, નિંદા કરતા અટકાવવી. બહેન! મરણની પાછળ જે જમણનો રીવાજ છે તે તમે ત્યારેજ દૂર કરશો કે જ્યારે તમારા હૃદયમાં ધૈર્ય ધરશો અને સમતાને ધારણ કરશો, માટે ધૈર્ય તથા સમતાને ધારણ કરવા અભ્યાસ રાખશો.

પ્ર૦ શ્રાવિકા—હે કૃપાળુ ગુરૂણીજી! ઋતુ એટલે અટકાવની અંદર આજકાલ કેટલીએક બહેનો ધર્મ સિવાયના નો વેલ વિગેરે પુસ્તકો વાંચેછે, તો તે વંચાય કે કેમ?

ઉ૦ સાધ્વીજી—નહિ, ઋતુની અંદર કોઇ પણ પુસ્તક વંચાયજ નહિ કારણ કે, દરેક ચોપડીની અંદર એટલે ધર્મની અથવા નોવેલની અંદર અક્ષરો તેજ બત્રીશ હોય છે, એટલે ધર્મના પુસ્તકોની અંદર તથા નોવેલોની અંદર અક્ષરો સરખાજ આવે છે, પણ ધર્મના પુસ્તકોની અંદર તથા નોવેલોની અંદર જુદા જુદા અક્ષરો હોતા નથી જે ક ખ વિગેરે અક્ષરો સિદ્ધાંતમાં આવે છે, તેજ અક્ષરો બીજા પુસ્તકોમાં પણ આવે છે માટે ઋતુની અંદર કોઇ પણ પુસ્તક વાંચવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે, અને તેથી નિર્મલ બુદ્ધિને મલીનપણું આવે છે, જ્યારે બુદ્ધિમાં મલીનતા આવે ત્યારે વિચારો પણ હલકા આવે, અને જ્યારે વિચારો હલકા હોય ત્યારે આચરણ પણ તેવાજ પ્રકારનું થાય માટે તમારે જેની

ગેમુ; તેમજ ચોવીશ પહોર સુધી અનાજ દુધ વિગેરે અડકવુ નહિ કેટલીક બહેનોની અંદર ઋતુને માટે કાંઇ દુગછાજ નથી, પણ તે વિચારજ હલકા છે, કારણ કે જ્યારે સ્થાનાગ જેવા મહાન્ સુત્રને વિષે તેને માટે કહેલ છે તે પછી હે વહાલી બહેનો! જ્યારે તમારા હૃદયમા પવિત્ર જૈનધર્મ વસેલો છે ત્યારે ત્રણ દિવસને નાહીને અડવુ તે કોઇ પણ રીતે વ્યાજબી નથી કારણ કે પારસી જેવી કોમની અંદર પણ ઋતુ ઘણીજ સારી રીતે પાળવામા આવે છે, તે લોકો તો આપણા કરતા એટલે સુધી પાળે છે કે જ્યા સુધી ઋતુ દેખાય ત્યા સુધી અડક્તા નથી તો હે શ્રાવિકા બહેન! તે લોકો કેવા સુખી છે? જે દેશમા ઋતુ બરાબર પાળવામા આવતી નથી તે દેશની અંદર નિર્ધનતા નજરે માલુમ પડે છે માટે ગૃહસ્થોએ પોતાની લક્ષ્મીની વૃદ્ધિને માટે પણ ઋતુને ચોવીશ પહોર પાળવી જોઇએ. વળી મારે અહીં કહેવુ જોઇએ કે, આ કાળની અંદર ઘણા શહેરોમા કન્યાઓ મોટી થાય છે, અને જ્યારે કન્યા ઉમ્મર લાયક થાય ત્યારે તો ઋતુ આવે એ સ્વાભાવિક છે, અને વખતે કેટલાએક શરમને લઈને તે કુવારી કન્યાને બરાબર ચાર દિવસ ઋતુ પાળવા દેતા નથી મને જાતિ અનુભવ થયેલ છે કે, એક કુવારી કન્યાના બાપના ઘરમા લગભગ ચાલીશથી પચાસ હજાર રૂપિયાની મુડી હતી, તથા તે આબરૂદાર માણસ હતો, વેપાર ઘણો સારો

પ્રે૦ શ્રાવિકા-હે પરમ વિદુષી ગુરૂણીજી ! આપે કહ્યુ તે અક્ષરે અક્ષર સત્ય છે, હવે હુ કન્યાને માટે બિલકુલ શરમ નહિ રાખુ, તેમજ બીજી બ્હેનોને પણ સમજાવી શરમ રાખવા નહિ દઉ આટલા દિવસ શરમની ખાતર મે કન્યાને બરાબર ચોવીશ પહોર ' પળાવેલ નથી, પણ આપના અમૃતમય ઉપદેશથી મારા સમજવામા આવ્યુ કે, ઉમ્મર લાયક થાય અને કન્યા ઋતુમા આવે તેમા વળી શરમ શી ? પણ આપે જે કહ્યુ કે, ઋતુની અન્ય પુસ્તકો વાચવા નહિ, ત્યારે શુ ગુરૂણીજી ! ત્રણ દિવસ અમે નવરા બેસી રહીએ ? અને ખાલી વાતોમા ટાઇમ ગુમાવીએ ? તેના કરતા તો ત્રણ દિવસ કોઈ પણ પ્રકારનુ નોવેલ વાંચીએ તો શુ બાદ છે ? કારણ કે તેમાથી પણ ઘણુ જાણવાનુ મળે છે તો ત્રણ દિવસમા ધર્મિક પુસ્તક સિવાય નોવેલ વાચવુ કે નહિ ? તેનો ખુલાસો કરવા કૃપા કરશોજી

ઉ૦ સાધ્વીજી-હે વિચક્ષણ શ્રાવિકા ! સર્વજ્ઞ પ્રભુ શ્રી મહાવીર પિતાએ એક તરફ એટલે સુધી કહેલ છે કે, હે ગોતમ એક સમય પણ પ્રમાદ કરીશ નહિ વળી શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીએ દ્રવ્યગુણપર્યાયના રાસની પહેલી ઢાળમા કહેલુ છે કે, સમયસમયને યોગે લીન એટલે પ્રભુએ કહ્યુ કે એક સમય પણ પ્રમાદ કરશો નહિ, સમયે સમયે દ્રવ્યાનુયોગની અંદર લીન રહેજો. બીજી બાજુથી પ્રભુ

એજ લગે છે કે, ઋતુની અંદર પુસ્તકો વાચીને તથા ઋતુનો કાળ ન પહોચ એટલે ચોવીશ પહોર પુરા ન થાય તે પહેલા નાહીને આભડછેટ લગાડીએ છીએ, તેનુજ આ ફળ ભોગવીએ છીએ. પણ હે દયાળુ ગુરણીજી ! હવેથી ઋતુની અંદર હું પોતે ચોવીશ પહોર પૂરા થયા પછીજ નાહીશ અને કન્યાને નવરાવીશ. ઋતુવતી કોઇને પણ ઘરમા પુસ્તકો તથા કાગળોને અડકવા દઇશ નહિ

સાધ્વીજી—હે શ્રમણોપાસિકા ! ધન્ય છે તમોને, ખરેખર હું જે ઉપદેશ તમોને આપુ છુ તે દરેક ઉપદેશ મારો સફળ થયો છે તેથી હુ મારા આત્માને પણ પુણ્યશાળી માનુ છુ જો શ્રાવિકાનો સયોગ થાય તો તમારા જેવીજ મળજો, પણ ઘરના રોદડા રોવે તેવી ન મળશો. કારણ કે શ્રાવકના ઘરની વાતો સાભળવી તે અમારો બિલકુલ ધર્મ નથી અમે તો એવી વાતોથી નિવૃત્ત થઇને અમારા આત્માનુ કલ્યાણ કરવા દીક્ષા લીધી છે, અને અમારૂ કર્તવ્ય પ્રભુ શ્રી મહાવીરના શાસનની ઉન્નતિ કરવાનુ છે માટે તમારા જેવી શ્રાવિકાઓ કે જેઓને ભણવાને માટે ટાઇમ ન મળતો હોય તેમને સમજાવવાને માટે આ અમારૂ સાધુ જીવન છે ઋતુને નિયમસર ન પાળવા સ્થાનકવાસીનો પાસ આપણને લાગ્યો છે સ્થાનકવાસીઓ મૂળ સૂત્રોને માને છે, છતા તેઓએ સ્થાનાગ જેવા મહાન્ સુત્રનો અર્થ ગોપવ્યો છે અને ક્રિયામા મૂકતા નથી તેવાઓની સંગતથી દૂર રહીને ઋતુધર્મ બરાબર પાળજો એવી મારી છેવટ પણ ઉપયેગી સલાહ છે.

લાડુ જલેબી વિગેરે પકવાન ખવગવીને તેનુ શરીર શક્તિથી દુર્બળ કરે છે, શક્તિ ઘટવાથી તાવ પણ આવે છે, માટે એવી ગળી ચીજો બાળકને તથા પોતાને પણ ત્યાગ કરવા યોગ્યજ છે

૫ જમતી વખતે કદી પણ ઉતાવળ કરો નહિ, દરેક કોળીયાને ચાવી ચાવીને રસ બનાવ્યા પછીજ ગળે ઉતારો.

૬ કોઇ પણ ચીજનુ વ્યસન એટલે ટેવ રાખો નહિ, એટલે મારે તો આ ચીજ હોય તોજ ચાલે એવી ટેવ રાખવી નહિ, દાખલા તરીકે જેમ હુ ચા ન પીઉં તો માથુ ચડે, આવી રીતે દરેક પ્રકારની જે ચીજોની ટેવ હોય તે વ્યસન કહેવાય, તે વ્યસન રાખવુ નહિ

૭ ચા કોફી જેવા કેફી પદાર્થો તેમજ અળગણ અને ગદકી વાળુ એટલે ગધાતુ પાણી કદી પણ પીશો નહિ

૮ શુદ્ધ પાણીનો પીવામા છુટથી ઉપયોગ કરો, એટલે તરસને દબાવો નહિ, કારણ કે પાણીની જરૂરીયાત હોય તેવી ઓછુ પીવો તો શરીર બગડે છે

૯ 'શ્વાસોશ્વાસ' વાટે અશુદ્ધ હવાને કદી પણ શરીરમા જવા ન દ્યો

૧૦ ઘણી હવા આવતી હોય, અજવાળુ સારી રીતે પડતુ હોય, તેવીજ જગ્યામા સુવુ પણ ગમે તેવી ઠડી વાતી હોય તો પણ તમામ બારી બારણા બધ કરીને સુવુ

## બાર વ્રતનો ગરબો.

મંદિર આવો રે, કહું એક વાતલડી. (એ રાગ)

૧

વીર વાણી વિવેકી રે, ધરો મન મંદિરમાં,
પ્રભુ વાણી રસાલી રે, ઉતારો અંતરમાં,
વ્રત બાર આચરતાં રે, આ ભવસિંધુ બિન્દુ બને,
સુણો બ્હેની ગણાવું રે, કે વ્રત પ્રભુ વીર વચને.

૨

પંચ અણુવ્રત પહેલાં રે, સદા બ્હેની સાચવજો,
ગુણવ્રત ત્રણ તારણ રે, સુણી બ્હેની ધરજો,
ચાર શિક્ષા વ્રત છે રે, શિક્ષા ગુણનાં નિધિ,
વ્રત બારથી થાશે રે, સકલ ગુણની સિદ્ધિ.

૩

સ્થલ-જીવહિંસાને રે, ત્રિવિધથી દૂર કરો,
વાશી બોળો વિદળ રે, ને રાત્રિ ભોજન કરો;
દસ સ્થાને બાંધો રે, ચંદરવા દયા લઈને,
છાની વાત ન કરીએ રે, કે કોઈની ઝટ જાયને.

૪

પશુ પક્ષી કે માનવ રે, ન હણીએ કેમે કરી,
નવી બંધન ધરીએ રે, કે અંગ ન છેદો જરી;
અતિ ભાર ન લાદો રે, તો બ્હેની ગમે તમને,
નવી ભૂખ કે તૃષા રે, વેઠાવો કો જીવને.

શાણી શીયલવતી રે, સતી શીરદાર ગણી,
વ્રત પાલન કરતા રે, જવાસે મુક્તિ ભણી.

૧૦

સ્વામી રજન થાશે રે, શિયલ ગુણ જો ધરશો,
જુઠી કામની ક્રીડારે, જરા પણ નવ કરશો,
બીજા નરની સગેરે, ન હાસી કદી કરીએ,
જુઠી લાલચ છોડી રે, સદા ખ્હેની સચરીએ.

૧૧

નવ વિધ પરિગ્રહરે, પરિમાણે કરીએ,
પરિમાણથી અધિકુ રે, લવ લેશ ન કર ધરીએ,
ધન ધાન્યાદિકની રે, કે મમતા દૂર કરો,
તૃષ્ણા સહુ ટાળી રે, પ્રભુનુ ધ્યાન ધરો

૧૨

લોભી જન જગમા રે, ચારે ગતિ રડવડીયા,
તિર્યંચત્વ પામી રે, મમત્વે તે પડીયા,
તૃષ્ણા તરૂ છાયારે, કદી નવ ખ્હેની લહો,
એ છે કુડી માયારે, ત્યજી ભવ પાપ દહો.

**સમવસરણ સુરવર રચે રે, પૂજા કુલ અરોપ;**
**સાહેબ શિવ વસીયા, એ રાગ.**

૧૩

દિશા તણુ પરિમાણુથી રે, પીમલતા નિજ થાય,
સહીયર સાભળજો.
નિયમ દિશા દસ તણુ રે, ધરતા દુખ પલાય, ”

"
અગ્નિ દહન જલ શોષના રે, અમતિ પોષણક રે, "
પંદર કર્માદાનનો રે, એ કીધો અધિકાર, "
એ સહુ ત્યજવા બ્હેનડી રે, કલેશકરા વ્યાપાર

૧૮

હેતુ વિણ જેના થકીજે, નિજ ચેતન દંડાય
મહીયર સાભળજો
"
અનર્થ દંડ દુજે કરો રે, દુખ નહુ દૂર પલાય "
આર્ત ને રૌદ્ર ધ્યાનને રે, પરિહરવાનુ રાખ, "
પાપોપદેશ ન દાખીયેજે, જુઠ ન ભરવી શાખ,

૧૯

રથ મુશલ કે યંત્રનેરે, માગ્યા નાપો બ્હેન
સહીયર સાભળજો
"
વિકથા ચારને પરિહરોરે સુખની ચહો શ્રેણ, "
વાદે વૃષભ દોડાવતારે, દયા દિલેથી જાય, "
ગુણવ્રત ત્રીજુ એ સખી રે, આદરતા સુખ થાય

૨૦

સામાયિક વ્રત ધારીએ રે, નવમુ વ્રત નિરધાર,
સહીયર સાભળજો
"
ચેતન ઉજ્વલતા લહે રે, સમતા ગુણ શણગાર, "
નિજ આતમ નિહાલવા રે, ક્ષણ લાખેણી થાય "
મન વચ કાયા થિર કરી રે, સમતા રસ ઝીલાય

૨૧

ષટ્કાય જીવ રક્ષા બને રે, જનમ સફલ સુખ થાય,

૨૫

કાર્તિકશેઠ વ્રત પાલતારે, જે ન ડગ્યા નિરધાર,
સહીયર સાભળજો.
ઇદ્ર થયા જઈ સ્વર્ગમા રે, જ્યા છે સુખ અપાર,
એકાશન ઉપવાસને રે, એ વ્રતમા છે સ્થાન, ”
કરે કરાવે જે ધણી રે, પામે અમર વિમાન. ”

૨૬

અતિથિ સવિભાગનુ રે, બારમુ વ્રત ચિત્ત ધાર,
સહીયર સાભળજો.
ભોજન વેળા ભાવથી રે, દાન કરો નિરધાર, ”
મુનિવર લાવો માનથી રે, શ્રાવિકા શીરદાર, ”
અડતે સાવે રસવતી રે, વહોરાવો સુખકાર. ”

૨૭

પચ ત્યજી અતિચારને રે, વ્રત સાચવવુ એહ,
સહીયર સાભળજો.
વહોરાવી દસ ડગ પૂઠે રે, જાવુ આણી નેહ, ”
દીન હીણુને પણ આપવુ રે, અનકપાએ દાન, ”
સ્વામીવત્સલ કીજીએ રે, વાધે શાસન માન, ”

૨૮

દ્વાદશ વ્રતના ફુલની રે, મોહન ધરજો માલ,
સહીયર સાભળજો.
ગુરૂગમતાથી ગાય છે રે, હરકુવર ઉજમાલ, ”

૭

જે જે ગ્રહી પ્રતિજ્ઞા, તે શિર સાટે પાળો,
અભિમાન નિજ [illegible]ડી, જૈનત્વ પાછુ વાળો

૮

સુલસા સતી ને સીતા, દમયંતી જે ઉચીતા,
રાજીમતી મૃગા સમ, બહુ દેવીઓ ગણાતી

૯

આ હિંદ સૌ સતીથી, પાવન બહુ ગણાતો,
એ હિંદ આર્યતામાં, પાછો ફરી જણાતો.

૧૦

પતિ સંગ નાવ માહી, બેસી તરો જો બ્હેની,
તો સ્વર્ગ સુખ મીઠા, સૌ પામવા છે સ્હેલા

૧૧

ગૃહરાજ્યને ચલાવા, પૂરા ગૃહિણી થાશો,
પતિ પ્રેમ જીતવાને, સન્માર્ગમાહી જાશો

૧૨

હવે દાનના જે ઝરણા, અવળા નહિ વહાવો;
છે જ્ઞાન દાન મ્હોટું, એવું બધે સુણાવો,

૧૩

દાન ગંગ જેવી ધારે, વરસાવી લેવો લ્હાવો;
સ્વધર્મ બન્ધુ હિતે, એ દાનને સુહાવો

| | |
|---|---|
| ૧૦ શા ભુખણુદાસ અનુપચદ | દમણુ |
| ૧૦ શા ગુલાબચદ કપુરચદ | ખભાત |
| ૧૦ શા છોટાલાલ કપુરચદ | ખભાત |
| ૧૦ શા પોપટલાલ હીરાચદ | ખભાત |
| ૧૦ બેન સુળી દયાચદ | મુબઇ |
| ૧૦ બેન મગુ | ઉઆ |
| ૧૦ બેન છબલ | વઢવાણુ કાપ. |
| ૧૦ શા નાનચદ ગાડાભાઈ | ભાવનગર |
| ૧૦ શા છોટાલાલ ગુલાબચદ | ડભોઈ |
| ૧૦ શેઠ હીંમત્તલાલ પુલચદ | ડભોઈ |
| ૧૦ શા. પોપટલાલ મનસુખભાઇ | અમદાવાદ |
| ૧૦ શા ઠાકોરલાલ પોપટલાલ | ખભાત |
| ૧૦ સઘવી કાળીદાસ રવચદ | પાલણુપુર |
| ૨૦ કોઠારી પુનમચદ સુરજમલ | પાલણુપુર |
| ૨૬ શા ખાતે | |
| ૮॥ જ્ઞાનખાતાના | ભાવનગર. |
| ૭ શા ખાતે | |
| ૭ શા તલકચદ ગોબરદાસ હુ૰ બેન અજવાલી | શીહોર |
| ૬ મોદી ત્રીભોવન નાગજી | પાલીતાણા |
| ૫ બેન ચપા, હરકોરબેનની ભાણેજ | પાલીતાણા |

